# કહેવત સમુચ્ચય,

અથવા

## ગુજરાતી લોકપ્રિય કહેવતો તથા નસીહતોનો સંગ્રહ.

(અક્ષરોના અનુક્રમે.)



લખનાર તથા છપાવી પ્રગટ કરનાર,

બેરામજી ખરશેદજી હોરડી,

તે "આજના પારસીઓ—તેમનો ધર્મ અને સંસાર"
આવૃતિ પહેલી તથા બીજી, તથા "જરથોસ્તી
અંજુમનને એક અપીલ" અને "જરથોસ્તી
ધર્મ વિરુદ્ધ પુનર્જન્મ" એ
પુસ્તકોનો લખનાર.

છે જ્ઞાનનું, છે ગમતનું, છે હીકમતનું બયાન;
જેથી બુદ્ધિ વધે, થાય ચતુર, મેલવે લોકોમાં માન.

(ન૦ દુરબીન.)

મુંબઈ,

આરીસા ઓરીગ પ્રેસમાં છાપ્યું છે.

સને ૧૨૭૭ યજદજર્દી.—સને ૧૯૦૮ ઇસ્વી.

2137

# કહેવત સમુદ્દય,

અથવા

## ગુજરાતી લોકપ્રિય કહેવતો તથા નસીહતોનો સંગ્રહ.

( અક્ષરોના અનુક્રમે. )

---

લખનાર તથા છપાવી પ્રગટ કરનાર,

**એરામજી ખરશેદજી દારડી,**

તે "આજના પારસીઓ–તેમનો ધર્મ અને સંસાર" આવૃતિ પહેલી તથા બીજી, તથા "જરથોસ્તી અંજુમનને એક અપીલ" અને "જરથોસ્તી ધર્મ વિરૂદ્ધ પુનર્જન્મ" એ પુસ્તકોનો લખનાર.

---

છે જ્ઞાનનું, છે ગમતનું, છે હીકમતનું બયાન;
જેથી બુદ્ધિ વધે, થાય ચતુર, મેળવે લોકોમાં માન.
(ન૦ દુરબીન.)

---

મુંબઈ,

આંટીયા પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું છે.

સને ૧૨૭૭ યઝદજર્દી.–સને ૧૯૦૮ ઇસ્વી

બનામે ખોદા!

# ખોલાસો.

કહેવતોની ખુબી એટલી બધી જાણીતી છે અને તે વિષે વારંવાર એટલું બધું બોલાયું તથા લખાયું છે, કે તે માટે મારી તરફથી કાંઈ પણ વધુ ખોલાસો કે સીફારસ કરવાની જરૂર હું જોતો નથી. મારે માત્ર એટલુંજ કહેવાનું છે કે, આપણી ગુજરાતી ભાષામાં લખાણ તથા બોલાણમાં વપરાતી કહેવતો, જેટલી મારી જાણમાં આવી તેટલીનો એક સંગ્રહ કરી તેને આ પુસ્તકરૂપે મેં છપાવ્યો છે, અને તેમાં કેટલાંક નસીહત તથા ગ્યાનરૂપી વચનો, જે કાબેલો તરફથી લખાયલાં મારા વાંચવામાં આવ્યાં, તેમનો પણ મિશ્ર કીધો છે, કે જેથી "એક પંથ ઓર દો કાજ" ની બેવડી મતલબ પાર પડે. કહેવતો ટુંકી ને ટચ છતાં તેમની મતલબ બહુ ઉંડી તથા બહોલી હોય છે, પણ તે સમજાવવાનું કામ બહુ મેહનત તથા ખરચનું હોવાથી તે હુરત વેલા વાંચનારની મુનસફી ઉપરજ છોડવામાં આવ્યું છે. આ પુસ્તકમાંની કહેવતોનો સંગ્રહ, આપણા વહેવારમાં વપરાતી ચાલુ કહેવતો તથા જુદાં જુદાં સંખ્યાબંધ લખાણોમાં મારા વાંચવામાં આવેલી તેમ જુદે જુદે સ્થલે સાંભલવામાં આવેલી કહેવતો ઉપરથી કરવામાં આવ્યો છે, અને એ સંગ્રહ જોકે બહુ મોટો છે તોપણ તે પરિપૂર્ણ છે એમ તો કહી શકાયજ નહી.

કહેવતો સંબંધી લખાણો કિંવા સંગ્રહ ગુજરાતીમાં અનેક તરફથી થયલા છે. તેમાં છેલ્લું તથા મોટું લખાણ, મરહુમ માનવંત કાબેલ લેખક શેઠ જમશેદજી નશર-

વાનજી પીટીટનું છે, જે તેમના ગુજર પામ્યા પછી એ દલદાર સુંદર પુસ્તકોના આકારમાં તેમના સ્નેહી મી૦ જીજીભાઇ પેસ્તનજી મીસ્તરીએ બાહેર પાડ્યું છે. તે બાહેર પાડવા અગાઉ તેના ખુલાસામાં મી૦ જીજીભાઇએ એક જાહેર ભાષણ પણ આપ્યું હતું. મારો આ કહેવત સમુદય જોકે એ બનાવની આગમજ લખાઇ ચુકેલો હતો, તોપણ આ સંજોગથી કોઈ એવું ધારે કે, મેં મરહુમ શેઠ પીટીટના કહેવત સંગ્રહના આધારે અથવા તેની મદદ લઇને મારો કહેવત સંગ્રહ ઉભો કીધો હશે, તો તે બનવા જોગ છે. તેવો અન્યાય મને નહી થાય તે માટે એક અગચેતીના ઉપાય તરીકે, તેજ વેલા મે મારો આ સંગ્રહ લોકોની જાણ માટે મારાં વતન નવસારીનાં "પેહલા દસ્તુર મેહરજી રાણા કેતાબખાના"માં ખોલો મુકયો હતો, અને તે ઘણા ગ્રહસ્થોએ વાંચી તથા તપાસીને ખાતરી કીધી હતી. ઉપરાંત તે બાબતની એક નોંધ, મુંબઇનાં રોજીંદાં "સાંજ વર્તમાન" પત્રના તા૦ ૧૧ મી ફેબ્રુઆરી ૧૯૦૩ ના અંકમાં ચર્ચાપત્ર રૂપે પણ પ્રગટ થઇ હતી.

સાંજ વર્તમાનમાં એ બાબત છપાઈ પ્રગટ થયાથી આપણા જાણીતા ધરમી ગ્રહસ્થ શેઠ દીનશાહ મેરવાન પિટિનીએ તે છપાવવાની ખાહેશ જણાવી હતી, અને તે પ્રમાણે મી૦ મીસ્તરીનાં છાપાખાનામાં તે છપાવવાની તજવીજ પણ કીધી હતી. પણ તે પછી શેઠ દીનશાને કોઈ તરફથી એવી સમજ આપવામાં આવી કે, એ લખાણ જરથોસ્તી ધર્મ કે સંસાર સંબંધી નથી; એ તો એક સામાન્ય જ્ઞાનની બાબત છે, જેથી તેઓની બઝમના ખરચથી તે છપાઇ શકે નહી. તેથી તેમણે તે છપાવવાનો વીચાર માંડી વાળ્યો, અને તે કમનસીબે વગર ઉપયોગે પડી રહયું. મરહુમ શેઠ જમશેદજી પીટીટની કહેવતો એ

પછી છપાઈ બાહેર પડી હતી. અર્થાત, એ મરહુમના લખાણનો કશો પણ લાભ મારાં આ નાકેસ લખાણમાં મેં બીલકુલ લીધો નથી. અલબતે, તેમાંની કોઈક બાબતો કે મતલબો મારા લખાણમાં આવી હોય, પણ તે તો સ્વભાવીક રીતે બનવા જોગ છે.

મારી તરફથી બાહેર પડેલાં પુસ્તકોમાં આ ચોપડી પાંચમી છે. આની આગમચ આના ટાઇટલ પેજમાં જણાવેલી મારી ચાર ચોપડીઓ બાહેર પડી હતી. જેમાં ઘણું કરી જરથોસ્તી ધર્મ અને સંસારમાં સુધારાને નામે જે ખરાબી નીપજી છે, તે સામે દાખલા દલીલ સાથેનું વિવેચન થયલું છે. પણ આ મારી છેલ્લી ચોપડી, ઉપલી ચોપડીઓમાં જણાવેલી તકરારી બાબતોથી નીરાલી, ફક્ત ચાનક તથા નસીહતરૂપી છે. એના પાછળ મેં લીધેલી મેહનત અમસ્થી પડી રહી ફોકટ નહી જાય, તેટલા માટે જેમ મારી આગલી ચોપડીઓ છપાવી ખાસો આમમાં મેં મુફ્ત ભેટ કીધી હતી, તેમ આ ચોપડીનીબી મુફ્ત ભેટ કરવા મારી શકતી ઉપરાંત મારા અંતકરણે મને ફરજ પાડી છે. મારી જીંદગીમાં મેં લખાણરૂપી જે જે કોશેશો કીધી હતી તે ખોદાની મેહરબાનીથી સઘળી પાર પડી હતી, તેમ આ ચોપડીનો પણ તેવોજ ઉપયોગ અંતે થઈ શકયો તે માટે હું પરવરદેગારના શુકરાના કરૂંછું.

નવસારી, રોજ ૮<br>માહ ૯ સને ૧૨૭૭<br>તા. ૧૮ મી મે<br>સને ૧૯૦૮.

ડા૦ બે. ખ. દોરડી.

# કહેવત સમુદય,

## અથવા

# ગુજરાતી લોકપ્રિય કહેવતો તથા નસીહતોનો સંગ્રહ.

( અક્ષરોના અનુક્રમે. )

### ક.

કહેવત બોલવા માટે ને નીમક ભોજન માટે.
રશો તેવું પામશો.
કર ને જો અહીંજ છે.
કરણી તેવી પાર ઉતરણી.
કહેવા કરતાં કરવું ભલું.
કેડે છોકરૂં ને ગામમાં શોધ્યું.
કરે ચાકરી તો પામે ભાખરી.
કુતરાંની પૂછડી વાંકી ને વાંકી.
કાચાં ફુલમાંથી તેલ નહી નીકલે.
કરવટ જાતી ને આવતી વેહેરે.
કામલી ભીજાય તેમ ભારી થાય.
કાકા મામા કેહેવાના ને ગાંઠે હોય તે ખાવાના.
કરે હાથે તે આવે સાથે.
કયાં રાજા ભોજ ને કયાં ગાંગા તેલી?
કોહેલાપર સાજા નાખવા.

કલથી થાય તેવું બલથી નહી થાય.
કુંભાર સાજી હાંલ્લીમાં નહીં ખાય.
કલેજાં ફરેશે, સાધુને વેશે.
કાગડાના શ્રાપથી ઢોર મરે નહીં.
કાગડો મોરના પીછ ખોસી બંને ગમથી હાડમાર થયો.
કાલ કોણે દીઠી છે.
કાંટાનું કતેસર.
કુવામાં હશે તો હવાડામાં આવશે.
કુવા ઉંડા ને દોરડાં ટુકાં.
કોડી ચોર તે પાડી ચોર.
કારણ વગર કાંઈ બને નહી.
કુકડો વાસે તેથી વખત જણાય.
કયાં ગયા હતા તો કહે કેડે નહીં; શું લાવ્યા તો કહે કાંઈ નહી.
કહેવું એક ને કરવું જુદું.
કરોલીઆની જાલમાં પ્રસેલી માંખ.
કરજદારી આખેર ખોહવારી.
કોચીનો સાહુકાર.
કજીઓ લડવા સરકારમાં જવા કરતાં શેતાન દાબો કર્ રહેવામાં ફાએદો છે.
કોહલીનું મોત આવે ત્યારે ડુબરવાડે જાય.
કાંણું ધોકું ને કડકણું.
કાણી દીકરીને તેની મા વખાણે.
કુતરું કરડે ને વલી ઉપરથી ખાસડાંનો માર.
કુતરું ખેંચે શેહર તરફ અને કોહલું ખેંચે સીમ તરફ.
કુવામાંનો કાચબો તે કુવાનેજ આખી જગત સમજે.
કરજ બહાર તે ગરજ બહાર.
કાગનો વાઘ.
કોડીની કમાઈ નહી ને ઘડીની ફુરસદ નહી.

કોઈ બેસે કૂટવા તો કોઈ પડે લૂટવા.
કોઈ હાલ મસ્ત ને કોઇ માલ મસ્ત.
કોણની ગાડી ને કોણના બેલ, હાંક સુલેમાન.
કાગનું બેસવું ને તાડનું પડવું.
કાલનો દુકાલ આજેજ પાડવો.
કોઈ ધરમ કરે ને કોઇ ખલલ કરે.
કવખતે જે કરો તે નકામું.
કાગડા કાગડા ડોલો ફોડ.
કહતાતો દીવાના પણ સુનતાભી દીવાના.
કહું સો કહયા ન જાય, ના કહું સો બાપ કુત્તા ખાય,
 કહું સો મા મારી જાય.
કુતરું કહે મારા જાતભાઇ નહી મલે તો એખલો કાશી જાઉં.
કાકો મુવો ને ફુઈ રંડાઈ.
કામ કરવેથી કીરતી વધે.
કાજીજી કેહનેવાલા, કુચ કરનેવાલા નહી.
કોઇની દહાડી બલે ને કોઇને ઉજેરકું થાય.
કાજીજી દુબલે કયું તો કહે સારાં ગામકી ફીકર.
કહનારની ભુલ કરીને દેખાડો.
કલાંત બાયડી ડાકણ બરાબર.
કલાંત માટી ભુત બરાબર.
કીડી સંઘરે સારે દહાડે ને તીતર ખાય એક નવાલે.
ક્યાં ગાંગા શાહ ને ક્યાં ગાંગા તેલી.
કરનો કહાડતો મરી જાય, પણ કરતો રહી જાય.
કમ જોર ઓર ગોસ્સા બહોત.
કાડું ગેપ.
કથા સાંભલીને ફુટયા કાન, તોપણ ન આવ્યું બ્રહ્મજ્ઞાન.
કબાબમાં હાડકું.
કચેરીમાં કચરો.

કરમ વના ખેતી કરે, બલદ મરે સુકવણી પડે.
કંકાસથી કુવાનાં પાણીબી ધટે, ને કુટંબ, કોમ ને રાજ્યનો નાશ થાય.
કહે તે કરે નહી, કરે તે કહે નહી.
કાલાં માથાંનો માણવી શું નહી કરે ?
કાપ્યા કાન, ત્યારે આવી શાંણ.
કાલું મહોં ને કથીરના દાંત.
કાનકચુરાનો એક પગ ભાંગ્યો તેમાં શું ?
કાજીજીની બાંડી, નામે પ કાય.
કાજીજીની કુતરી મુઇ ત્યારે બધું ગામ મલ્યું, ને કાજીજી મુવા ત્યારે કોઇ નહી.
કાણા કાછીઆ ચીભરૂં આપ, તો કેહે એ ભીડાબોલા તારી બોલી એવી કે એક છોડી બે આપું.
કાલા એટલા ભુતના સાલા.
કાજીજી સાહેબ કયાં કરના, તો કહે હીંદુઓસે ઉલટા ચલન.
કાજીજી આપ ફજીએત ઓર દીગરરા નસીહત.
કાજીકી મારી હલાલ.
કુમળુ ઝાડ જેમ વાલીએ તેમ વલે.
કુમારી કન્યાને ધતરાટ ઘણો, ને અકરમીને છોકરાં ઘણાં
કુવાને મહોંડે ઢાંકણું, જગને મહોંડે ઢાંકણું નહી.
કુમારી કન્યાને રાંડીરાંડ હસે.
કોવાડાને હાથો મલે તો ગમે તેને ભાંજે.
કોથે કોથે બુદ્ધી ને માંથે માંથે અકલ.
કોઇનું બલે પેટ પાસું ને કોઇને આવે ખડખડ હસું.
કોણના બાપની દીવાલી.
કોથી ધોઇને કાદવ કાઢવો.
કોએલાની દલાલીમાં હાથ કાલા.
કોરા વાગા કકડે, ને ઘેરની રાંક કકડે.

કોઈ વેંટ નમે તો કોઈ હાથ નમે.
કારે કાગલે મતું કરે, લેયછે કોણ ને દેયછે કોણ.
કેટલાંક લોક રાતે બોલે ને દીસે ફોક મુકે.
કજીઆનું મુલ હસી ને રોગનું મુલ ખાંસી.
કોઇ સુંઘે, કોઇ ખાય, કોઇ પીએ હુકો, તમાકુનું વ્યસન
 કરી ઠેર ઠેર હુકો.
કોકો સારનાર ને કુહો સરાવનારે.
કોતક જાણવા વગર હસવું ન આવે.
કરડે તે મરડે.
ગડાને બધા દહાડા શરાધ.
મુલાત આપવામાં ધીરજ રાખવી, પણ તે પાળવામાં
 ઉતાવળ કરવી.
ળવણી વગર જનમ નહી લીધેલો ભલો.
કલાક દેવલમાં જનારા ફકત ફરવા હરવા, હસબોલ કરવા,
 તથા મળવા ભેટવામાં વખત ગુજારવા જાય છે.
મ કરવાની આગમજ તે પાર કેમ પડશે તેનો વિ-
 ચાર કરજો.
જ કહાડવા જવું, તે ઉદાસીમાં પડવા જેવું છે.
કોશેશ કરવાથી બીજમાંથી ઝાડ પેદા થાય.
કમીઉં અકલ અને હોનરમાંજ છે.
કોઇનીબી સારી ખસલત સામું જોવું, તેની એબ સામું
 જોવું નહી.
કાંટા બીછાવે તેની સાથેબી ફુલ બીછાવી ભલાઇ કરવી.
કંકાસ હોય ત્યાં ધુલધાણી, કુવામાંબી ઘટે પાણી—નહી
 કામ ધંધો સુઝે, ને હાંડકાંબી ધુજે.
કેળવણી પામેલા તે ફળદાર મેવો અને ખુશબોદાર ફુલની
 મીસાલના છે; વગર કેળવણીના ઘાસ ને જંગલી
 પાલા જેવા છે.

કમાઈ કરતાં જે વધારે ખરચે તે અંતે નાચાર બને.
કમજાત માણસો એલમ શીખે તો ઉસતાદને માથે ચ-
  હડી બેસે.
કરે ખોટી નીંદા તેનો થાગ નહી રહેશે, કર ભલાઇ કે લોક
  વાહવાહ કેહશે.
કોઇને કંઈ મદદ કરવી કે આપવું તે "મે આપ્યું" નહી
  કેહવું, પણ તે ખોદાએ મારી મારફતે અપાવ્યું
  એવું સમજવું.
કાળા બાલ સફેદ થાય તે આગમજ કાળું દીલ સફેદ
  કરી લેઓ.
કપટી અને આપસવારથીના હાથમાં સત્તા ના હોતી.
કીરતી કદી ઘર બેઠાં મળતી નથી.
કલમની સીફારસ પરમાણીકપણેજ થવી જોઇએ.
કોઇનું સારૂં કરવું એ ઇનિસાનીએત, કોઇનું સારૂં હોએ
  તે લઈ લેવું એ હેવાનીએત, ને પોતે સારૂં થવું
  એ મીનોઇ છે.
ક્રોધ ઉપજે તે ઉપર બે વખત વિચાર કરવો.
કંઇજ નહી મળે તો અરધી રોટલીપર સંતોષ રાખવો.
કુટુંબ, કોમ, અને દેશના જનમ વેરીનો વિશવાસ નહી
  કરવો.
કડવામાં કડવું તે કરજ ને મીઠામાં મીઠું તે ગરજ.
કરોધનું બળતું જો જલદી ન બુઝાય તો સેજ વારમાં
  મોટી ખરાબી થાય.
કંઇજ કામ નહી કરવું એજ ઘણું કઠણ કામ છે.
કુટુંબ કબીલો ચલાવનાર, વેપાર કરનાર, તથા હકુમત
  ચલાવનારને અનેક ધાસતી રહે છે.
કમનસીબ તેજ હોય કે મોટાઓની દોસતીમાં ફરે, તોપણ
  તેનું નસીબ મોટું થાય નહી.

કીરતી ને માન મેળવવાની ખાહેશ હોય તો તેવાં કામો કરવાની કોશેશ કરો.
કરોધ જેમ વંટોલીઆ પવનથી અને ધરતીકંપથી ખરાબી થાય છે તેવી ખરાબી નીપજાવે છે.
કીરતીનો કદી નાશ થતો નથી.
કરમ ને ધરમમાં કોઇનો ભાગ નથી.
કપુત દીકરા દીકરી હોય તે કરતાં વાંઝીઆપણું ભલું.
કપુત દીકરા દીકરી મરે તેનો શોક રાખવો નહી.
કુવામાં પડી કુતરી તો સમ ગયા ઉતરી.
કડવું તે ઓસડ ને મીઠું તે મખવાસ.
કરી વસ્તુ સ્ત્રીઓને હરામ છે.
ાચો રંગ થોડોજ વખત શોભે.
કહરે મોહોડાં તુંને શું ભાવે છે?
ચાટીઓ.
ાથળામાંથી બીલાડી નીકળી.
ામ ધંધો એજ દોલત.
લાંટ માણસોની આસપાસેથી દીવો વધારવાબી જવાય નહી.
કુતરાં બીલાડાંને વેર.
કાગડા જાત કજાત પણ સંપમાં સજાત.
ન્યાદાન તે સંસાર દાન.
ામ કાંમને શીખવે.
કામ વહાલું, કંઈ નાંમ વહાલું નહી.
કુતરૂં બાંધી બકરૂં છોડી જાય.
કેળવણી એટલે શું? હરકંઈ જાણવું શીખવું તે.
કેટલીક વખત નજરે જોએલું અને સાંભળેલુંબી ખોટું પડે છે.
કામ કરવાથી નીંદ.
કાચું કાપ્યું.

## ખ.

ખપ હોય ત્યાં માલ આવે.
ખાવા પીવા ખેર સલ્લા પણ ધીંગાણું ઘણું.
ખોડું તો ખોડું પણ ઘરનું ઘોડું.
ખરે પગેની હુંડી તુરત સ્વીકારવી.
ખાઇને પચાવે તોજ કામનું.
ખેંચ પકડ મુજે જોર આતા હય.
ખોદવો ડુંગર ને કાઢવો ઉંદર.
ખેપ હારશું, કાંઇ જનમ હારશું નહીં.
ખરાબ લક્ષણના પરીણામ માઠાં.
ખારીઆમાં ઢેફું નાંખી દુરગંધનો વાસ લેવો.
ખોટી નીંદા કરે તે નરકમાં જાય
ખા કર સો જાના ને માર કર ભાગ જાના.
ખીલે તે કરમાય.
ખરાબ ભોજનો ઉપાય નહી.
ખાઇએ મનને ગમતું અને ફરીએ લોક-લાજ રાખીને.
ખાવું કડવું ને માંહે કાંટા.
ખસખસની ઠેસ લાગી.
ખુબસુરત ઓરત કેવી હોવી જોઇએ? એક નુર ઓરત, સો નુર કપડાં, હજાર નુર ટાપટીપ, તો લાખ નુર નખરાં.
ખાતાં ખુટે ને વાપરતાં ફુટે.
ખાધું ધાન ને ખોહ્યું માન.
ખાઇ પીને કોઇની પુઠે મંડવું.
ખરીઆ ખરખર થઇ ગયું.
ખરો સુખી તેજ કે જે હેઠે નરો.
ખરો સુખી તેજ કે મરતી વખતે પસ્તાએ નહીં.

ખણે તેજ પડે.
ખેરણી કરવરાની એબ કહાડે ને પોતામાં હજાર એબ.
ખોદા જીવાડે તેને કોઈ મારે નહી.
ખુદરત રૂઠે ત્યાં ઉપાય ખુટે.
ખરૂં ખોટું ઇશ્વર જાણે, ફોકટ ભાર જોશી તાણે.
ખરો સુખી તેજ કે જે ગુનાહથી નાસે.
ખોદા ભુલાઉ, દેશ વીશરાઉ, દીન ડુબાઉ.
ખોટી સતા અંતે ફજેત કરે.
ખોટો રૂપીઓ ખાસડાં ખવાડે.
ખરો સુખી જે જાતે ગાફેલ હોય તે.
ખોદા મન સામું જુએ, બોલ સામું નહી.
ખાવાનું નહી હોય ત્યારે ઘર પરોણો આવે.
ખાવાનું હોય ત્યારે જમવાનું નોતરૂં આવે.
ખાક ને ખાસડું અંતે.
ખાવાનુંબી જાય ને સગો નારાજબી થાય.
ખરડેલા પગ ગાલીચા સુધી લાવવા.
ખોટો રૂપીઓ ચલકે ઘણો.
ખાનદાનથી ઉતરેલી આબરૂ પૈસાના સાધન વગર એક
    બીડા સમાન છે.
ખારૂં પાણી ને પુઠનો વા.
ખાઇએ તેનું ગાઇએ.
ખાતો જાય ને ખાસડાં મારતો જાય.
ખાંડણીમાં માથું, ને ધબકારે બીહીવું શું ?
ખીસું હોય તર તો ફાવે તેમ કર.
ખુદા મેહરબાન તો ગદા પહેલવાન.
ખોરૂં ઘી દીવેલથી નહી જાય.
ખંખારી દાતણ કરે, પેટમાં પચતું ખાય, દુધે વાળુ જે
    કરે, તેને ઘેર વૈદ નહી જાય.

ખલકની જુબાન તે ખોદાનું નગારૂં.
ખુશામત ને ચાપલુસીખોર મિત્ર શત્રુ સમાન છે.
ખેતી કરે તેનું સતીઆનાશ કેમ? જવાબ—ધણી નહી
હોય પાસ—જા ને આવ—એમાંજ ઉપલો ભેદ છે.
ખલકના તાનાથી બચવા જવાનને કાબુમાં રાખવી.
ખોદાનો ભેદ જે સમજે તે તમામ વેહેમને તજે.
ખોદાની ખુશીનો કંઈ થાગ લાગતો નથી, તો પછી કહી
કહી ખુબીનું બેઆન કરીએ.
ખાનદાનની મોટાઇથી મોટા કેહેવાડવા કરતાં, પોતે જાતે
મોટાઇના કામો કરીને મોટા કહેવડાવવું ભલું.
ખાંડના બજારમાં ગયા, પણ નહી ચાખેઓ મીઠાસ.
ખોટી એબ ધુંડનારા હમેશ નીરાશ થઈ માથે ધુળ ભરે.
ખુબસુરતી સાથે વિધા હોય તો તે દબલ શોભે, પણ
વિધા વગરની ખુબસુરતી આરસીના ચીતાર જેવી છે.
ખાવું તે જીવવાને વાસતે છે; જીવવું ખાવાને વાસતે નહી,
પણ નેકી કરવાને વાસતે છે.
ખોદાને વીસરે ને ઘણું હસે, તે અંતે બેઆબરૂ થશે.
ખમે તે ખાય ને ખોદે તેજ પડે.
ખરી મોટાઇ પૈસામાં અને બહાદુરીમાં; પોશાકના દમામમાં
નહી પણ તે સદગુણમાં છે.
ખાલી કોથળો ઉભો રહે નહી.
ખરો સાખશી અંતકરણ.
ખોદાબખશ ને ટપલા અને મુફતખાઉ.
ખીસું તર તો ચાહેસો કર.
ખવાય તેટલું ખાવું નહી, ને બોલાય તેટલું બોલવું નહી
ખાનાર પીનાર ને સાહેબ આપનાર.
ખરો ભાગ્યશાલી તેજ, કે જેની પાસે લોકો પોતાની
હાજત અને સુખ દુઃખ વીશે સલાહ લેવા આવે.

ખોદા ઉપર એતબાર રાખવાથી હમેશ સંતોષ મળે.
ખટપટ કરે તે પ્રખીઆત થાય.
ખોદા ભુખો ઉઠાડે, પણ ભુખો સુવાડે નહી.
ખોદાને ખાવાનો અધીકાર નથી.
ખાનાં ખરાબીની નીશાની.
ખાખા વરખા.
ખાધેલું અને ભલા કામમાં ખરચેલું ખખરે નહી, પણ
ગુમાઈ ગયલું અને ચોરાઇ ગયલું ઘણું ખખરે.
ખા બે ખા ને પી બે પી, કાલ ઉઠી મરી ગયા તો કોન
કેહશે- ખા ને પી ?
કુદરતે પશુ અને પક્ષીઓ માટે ખોરાક ને પાણી આઇ-
તું બખશીઉં છે, પણ માણસોએ તો પોતાનો
ખોરાક અને બીજી હાજતો પોતેજ મેળવવી જોઇએ.
ખોદાની બંદગી અને ઇબાદ ગમે તે જગે થઇ શકે તે વિશેઃ—
સવાલ—બંદે નીમાજ કીધર ભણી ?
જવાબ—જીધર દેખુ હુંઆ વોહીજ ધણી,
વહાં મેં નીમાજ ભણી.
ખજુરી નીચે બેશી દુધ પીએ તેને લોક સમજે કે તા-
ડી પીએછે.

## ગ—ઘ.

ગર્વથી ગુમાવે દ્રવ્ય.
ઘણાં વીચારથી બને બેચેન.
ગધેડું શાકરનો સવાદ શું જાણે ?
ગધેડો વાઘનું ચામડું પેહડી હાડમાર થયો.
ગાનારનું મોહ અને નાચનારના પગ વખત આવે તો છુપાં
રહે નહી.
ગુરૂ કહે તેમ કરવું, પણ કરે તેમ કરવું નહી.

ગુરૂ તેવા ચેલા.
ગરજવંત તે દરદવંત.
ગામ ત્યાં ઢેડવાડો હોય.
ગુરૂજી ચેલા બોત હો ગયા ? તો ગુરૂજી કહે ભુખે મરેંગે
　　સો આપોઆપ ભાગેંગે.
ઘોગે વર ને લંકે કન્યા.
ગાંડી ગુજરાત, આગુસે લાત, પીછુસે બાત.
ગરજ સરી પછી વૈદ વેરી.
ગધેડાંને ઉકરડો ગમે.
ઘરડું ઘુવડ.
ઘરનો જોધો આંખ ફોડે.
ગરાશીઓ ગોજારો નહી, ને પારસી ન્યાત બહારો નહી.
ઘરનાં છોકરાં ભુખે મરે ને પાડોશીને આટો જોઇએ.
ઘી ઘોલાએ તે ખીચડીમાંજ.
ગધેડાંપર સકલાટનું જીન.
ઘરબાર બલી ગયા પછી શુધ આવી.
ઘરડી ઘોડી ને લાલ લગામ.
ગંગા નાહયા.
ઘેરે ઘેર માટીના ચુહલા.
ઘડપણ આવયું ત્યારે ડહાપણ સુજયું.
ઘરનાં ફુટે તો શતરૂ ફાવે.
ઘી ગયું પણ ઘીનું માપ તો છે.
ઘરકા પીરકુ તેલકા મલીદા ચલે.
ઘણા બંબરચી મલે તો સેરવો બગાડે.
ઘણુાની ફરજ તે કોઈની નહી.
ગજ ગજ ભરે ને તસુબી ફાડે નહી
ગરથ ખરચીને નરક ખાવું.
ગણે ગણે ને ભુલે.

ઘાંચીનો બેલ ફરે ફરે ને જ્યાંનો ત્યાંજ.
ઘરનો ધણી હું ને બહાર નીકલ તું.
ઘોડા ચોરાઇ ગયા પછી તબેલો બંધ કરવો.
ગામમાં જવાનો હોકમ નહી, ને પટેલને ત્યાંનું ગરમ
પાણી માગે.
ગુણનો બદલો અવગુણ.
ગલે લગાડી ગરદન મારે.
ગામમાં ઘર નહી ને સીમમાં ખેતર નહો.
ગરજ સરી મેરી તો ખબર લેઉં તેરી.
ગરજે ઘરડાને માટી કરો.
ગઈ ગુજરી કરી ચલાવો.
ાલી સાસરે નહી જાય ને ડાહીને શીખામણ દે.
ાઈ તક ફરી આવે નહી.
ાલ ટોપી, જેમ પેહરો તેમ સરખી.
ારમાં હોલી બલે ને બહાર દીવાલી કરે.
ાનીસે ગ્નાની મલે તો વીદ્યાની વાતો કરે.
ારજ માણસને આંધલું કરે.
ગરીબનો વાલી ખોદા.
ઘરમાં ઉંદરબી ભુખા મરે ને બહાર મોટાઇ હાંકે.
ઘણો હવસ એ નાશની નીશાન.
ગરીબને સઉ હીણે.
ગયો સખુન પાછો નહી આવે.
ગપીદાસનું ખરૂં કોઈ માને નહી.
ગાફેલ ધરમ ગુરૂ તે ધરમનો દુશમન.
ગાફેલ બ્રાહ્મણો પટેલની જપ કરે તે કેમઃ—
૧ લો કહે, પટેલની જપ કરૂ.
૨ જો કહે, તું કરે તે હુંબી કરૂ.

૩ જો કહે, એવું તે કયાં લગી ચાલશે ?
૪ થો કહે, જ્યાં લગી ચાલે ત્યાં લગી ચલાવો.
ઘણો લોભ તે પાપનું મૂલ.
ઘરની કસર ને વહાણની સફર.
ગાજીઆ મેઘ વરસે નહી ને ભોંસીઆં કૂતરાં કરડે નહી
ઘડપણ સારૂ લાકડી સંભાલી રાખો.
ગાયને દોહીને કૂતરાંને પાવું.
ગાડાં તલે કૂતરૂ ચાલે તે સમજે કે હુંજ ગાડું ખેંચુછું
ગાલથી કાંઈ ગુમડાં નહી થાય.
ગાજે તેનું વાજે.
આદરીઉં ટોલું.
ગુરૂ કરતાં ચેલો ડાહ્યો.
ગોલથી મરે તેને ઝેરથી નહી મારવો.
ગોલ વીનાનો કંસાર નહી, બાયડી વીનાનો સંસાર નઈ
ઘણું તાણો તો તુટી જાય.
ઘણી ભૂખે બે હાથે ખવાય નહી.
ઘરડાંઓ ગાલ્લાં વાલે.
ઘણું રલવું ને થોડું ખાવું.
ઘરમાં બોલે દોકરાં, તો બાહેર બોલે છોકરાં.
ઘર વેચીને તીરથ કરવી.
ઘઉં ખેતમે, બેટા પેટમે, ને અખાત્રીજનાં લગન.
ઘડીની નવરાશ નહી, ને પૈસાની પેદાશ નહી.
ઘાસીઆ ઘોડા ને પેટીઆ ચાકર.
ઘી ખાના સકરસે ઔર દુન્યા ખાના મકરસે.
ઘેર આવી વહુ તેને જોય સઉ.
ઘોડો દોડીને થાકે, ને સવારની હોંસ પુરી નહી થાય.
ઘોડા વેચી પસ્તાવું તે નકામું.
ઘણાં દીકરાની મા દુઃખ ભોગવે.

ાય ઢોરના અપરાધમાં પટેલને દંડ.
ગંજીફો સઉ કોઇ રમે, સેતરંજ રમે કાજી, ગરીબ ગુરબાં
    કાંહકડીએ રમે, ચોપટ રમે પાજી.
ારીબની હાય ખાલી નહી જાય.
ો.સો મુરખાઇથી નીપજે, તેનું પરીણામ પણ માઠુંજ
    નીપજે.
ારીબીમાં મુશતાક રહેવું એ ગોલામગીરીથી જર મેલવવા
    કરતાં ભલું.
ાએલી ખુશી યાદ કરવાથી નીરાશી ઉપજે.
ાયા તવડી તો આયા રવડી.
ાસના વેપારીને ઉંઘ નહી આવે.
ાણું દુઃખ પડે ત્યારે ખોદા ખોદા મોત આપ, પણ સુ-
    ખમાં નહી બીહે કરવાને પાપ.
ાણી જાતનું ખાનું ના ખા, ને જે ખાય તે ચાવી ચા-
    વીને ખા.
ાણું વગર અવશરે વખત કવખત ગાવું, એ નેસીહત લાવે.
ાણું ગાવું મરદો કરતાં ઓરતોને છાજે.
ારીથી જણાય હલકાઈ, નમનતાઇથી જણાય મોટાઈ.
ાણું હસવાથી દીલ કઠણ થાય, તે કોઇનીબી માયા ન-
    હી ખાય.
ાનેહગાર તેની ખસલતથી જણાય.
ાણાં વરસ જીવે તે ઘણી મુસીબત ખમે.
ારીબ ઘરમાં દુઃખ અને કુસંપ અને નરોજીઆં વેરી.
ારીબકી જોરૂ સબકી ભાભી.
ાસની ગંજીપર બેઠેલો કુતરો નહી ખાય કે નહી ખાવા દે.
ારીબાઇમાં કંઈ શરમ નથી, બદ કામ કરવામાં શરમ છે.
ામે તેટલી દોલતના ધણીને પેટ પુરતું ખાવાનું ને સારી
    તનદરૂસતી રહે તેવી માવજત બસ છે.

ઘણાં વરસ જીવવાની આશા રાખનારને નીચે પ્રમાણે
હોવું જોઇએ:—
પવીત્ર મન સાથની તનદરૂસતી, ગુજરાન કરવાનુ
સાધન, તથા કુટુંબ તરફનું સુખ.
ઘણીક ચોપડીઓ ઉપર ટપકેથી વાંચવા કરતાં એક સારી
ચોપડી બરાબર વાંચી ધ્યાનમાં લેવી.
ઘણી ખુશાલી મગરૂરી ઉતપંન કરે છે, ઘણી નીરાશી
દીલને તોડે છે.
ગનેઆનથી એજ ફાએદો કે ગુનાહથી દુર રહેવું—બહા
દુરોને દુશમનોથી નચીંતાઇ.
ગરજવંતને હમેશ નીચું જોવું પડે છે, ને વગર ગરજ
વંતને કોઇની શરમ નથી.
ગરજે નહી કરવા ઘટે તેબી કરવું પડે.
ઘરણુ લાગું, હવે જોઈ લેઓ.
ઘરડે ઘડપણુ ખીર પ્યારી લાગે.
ગરીબાઇમાં શરમ, તવંગરીમાં શરમ કરતાં ઓછી નથી
ગધેડાં દરાખ ચરે.
ગાડુ રળે ને ગાડુજ ખાય.
ગામડીઓ ગમાર, નહી જાણે વાર કે તેહવાર.
ગામનો રાહ તે સઉનો રાહ.
ગોલા લડાઈ.
ગરીબ ચણા ખાય તો કહે કે ભુખે મરતો હશે, ને તવંગર
ખાય તો કહે કે શોખ કરે છે.
ઘર કેમ તે બાંધી જુઓ, ને લગન કેમ તે કરી જુઓ.
ઘેલા ઘાંચીનું કુટુંબ બધું ઘેલું.
ગાંઠનું ખાઓ ને પારકી પંચાતી કરે.
ગયો વખત અને નીકળેલો સખુન પાછો આવતો નથી,

તેથી વખત જેવું બીજું કીમતી નથી. માટે તેનો સંભાળી ઉપયોગ કરવો.
ણી યોજના રચે તે એકમાંબી પાર પડે નહી.
ણાઓનું પેટ ધુજે ભરાય ને થોડાઓનું પેટ મીઠાઈ મેવાથી ભરાય.
ઘેડા ઉપર બેઠા તો ઘર આગળજ ઉતરવું.
રમાં ઘેલા ને બાહેર ડાહયા.
ી ઘી ને તુપ તુપ.
ડપણમાં તો સઉ ધરમી અને પણ જુવાનીમાં જે ધરમીપણું રાખે તેજ ખરો ધરમી.
રીઓ અને વચલે વાંધેનાઓને તેહવારને દીનેજ ખુશી, પણ તવંગરને બધા દહાડા તેહવાર.
ણા ડાહયા ઘણા છેતરાય.
ર ભલું કે ઘોર ભલી.
ર ધરમનો, જે પોતાની ફરજ સમજે નહી તે ધરમના કામનો મજુર છે.

## ચ.

મતી તુટે પણ દમરી છુટે નહી.
ાકરને શેઠ ઘણા ને શેઠને ચાકર ઘણા.
ણા ખેતમે ને બેટા પેટમે.
ારના પગલાં ચોર પારખે.
ાલતાને ચાબુક મારવો નહી.
ચહડતી પડતી ચાલુંજ છે.
ચારો હોય ત્યાં ચલ્યાં નહી ને ચલ્યાં હોય ત્યાં ચારો નહી.
ચોરની ચાર આંખ, પણ જોનારની બેજ.
ચનચલ ચીત ચત ચેતે.
ચોરને ચાંદરણું ગમે નહી.

ચાકર ચોરે તો બરખત જાય, ને ધણી ચોરે તો ન ખોદ જાય.

ચોરની માનું કોથીમાં મ્હોંડું.

ચહડે તે પડે ને ખમે તે ખાય.

ચાકર રલે ને શેઠ ખાય, એ વાત ભાગ્યેજ થાય.

ચીત્યાં કામ વાએ જાય ને અનચીત્યાં કામ હાજર થાય

ચીકાશની લાલચે અજીર્યું ખાય.

ચાર ચશમની શરમ પડે.

ચુંથીને ચાદું પાડવું.

ચોખો રોટલો ચાચરે ખાવો.

ચોરીમાંથીજ ચચર્યું.

ચોરને પોટલે ધુલની ધુલ.

ચંચલાઇ એજ ભાગ્યની માતા.

ચઢ જા બેટા સુલીપર.

ચીંતા એસી ડાકણી, કાટ કલેજા ખાય, તબીબ બીચારા ક્યા કરે, ઓર કહાં કહાં દવા લગાય.

ચાર સાર—૧ જાગતો સુવે તે નર સાર.
૨ શતરૂને આદરભાવ સાર.
૩ કરોધ ઉપજે વમાસવું સાર.
૪ ઓરત ઉપર કાબુ રાખવો સાર.

ચણાના ઝાડપરથી તુટી પડયા.

ચાર બેસે ચોટલા તો બહારના ભાંગે ઓટલા.

ચાંચડ માકડ જુ ને જંતુ, તેને માર્યાનું પાપ નથી.

ચાંપી પેહેરે મોજડી, ચાંપી લવરાવે નખ, ચાંપી પેહેં પાઘડી, એ ત્રણ અંતે ડંખે.

ચોરનાં પગલાં પગી પારખે.

ચાલે તો વહાણ, નહી તો પહાણ.

તુરને ચીંતા ઘણી, મુરખને નહી લાજ, સર અવસર જાણે નહી, પેટ ભરવાસે કાજ.
ારેલો લુટેલો હરામનો માલ, તે લેઆનત ખોદાની ને લોકોની ગાળ.
ાકરી કરાવીએ તો વેલાસર પગાર આપીએં.
ાકસાઇ રાખવા અને સમારગે ચાલવાની ટેવ બચપણથીજ રાખવી.
ંડાળ ચોકડી.
ારીઆસીના ફેરામાં પડયા.
ડપટીઓ તે ખટપટીઓ.
તાતુર વીચારથી ઉંઘ આવે નહી.
તાથી ચતુરાઇ ઘટે, ઘટે રૂપ ગુણ જ્ઞાન, ચીંતા બડી ચંડાળણી, ચીંતા ચીતા સમાન.
ાંદ હોય તેટલાં ચાંદરણું, પછી અંધારૂં ઘોર.
ર દહાડાનું ચાંદરણું.
રની મા ચંડાળસે જાય.
રની મા કોઠીમાં મોં ઘાલીને રૂએ.
રીનું ચંડાળે જાય ને પાપી હાથ ઘસતા થાય.
ાલુ ખપ થાય તે વેપાર થોડે નફેબી બરકત આપે.
ાલતું હોય તો કરી લીજીએ, નહી તો થાઇ રેહજીએ.
ાહડતી પડતી.
ાણાનો ખોરાક ઘોડાનેજ પચે, ભેંસને તેથી આફરો થાય.
ાલતી રોજી છોડે તે પસ્તાય.
ાંતાસે ચતુરાઇ ઘટે, દુઃખસે ઘટે શરીર, પાપસે લક્ષ્મી ઘટે, કહે દાસ કબીર.
કેસર)—ચીંતા બીન ચતુરાઈ નહી, દુઃખ બીન કેસા શરીર, પાપ બીન લક્ષ્મી નહી, ભુલ્યા દાસ કબીર.
ાશ્મો તે નવી આંખ.

## છ.

છ મહીને હડાઇ કોસ ચલે.
છોકરાં હોય તો જશ વધે.
છાકટનો ભરોસો ને તરવારનો ઘા.
છાસમાં માંખણ જાય તો વહુ ફુવડ કેહવાય.
છતી આંખે આંધલા.
છોકરાં લાડથી બગડે.
છાંનો છુપાતો ફરે તેનો ભરોસો કરવો નહી.
છાન લગાડીને બલદીઆ થવું.
છાલકીનું અધરણ.
છોકરાંઓની રમતમાં દેડકાઓનું મોત.
છાસમાં કડવાસ નાખી કુટુંબને ભુખે મારવું.
છાકટ માણસ સઉને અકારો.
છાકટ માણસમાં શરમ હોય નહી.
છોકરાં તનદરોસ્ત અને સદગુણી હોય તોજ ભલાં.
છોકરી ને ગાય, જ્યાં મોકલો ત્યાં જાય.
છતની ડાહી ને અછતની ઘેલી.
છરી કસાઇનેજ ધારે.
છડીને છ ટાંક, ને બચ્ચેવાલીને નવટાંક.
છપન ઉપર ભુગલ વાગે ત્યારે શેશ નાગ જાગે.
છાસ લેવા જવું, ને દોહની છુપાવવી.
છીકતાં દંડે, તે રાજમાં કેમ રહેવાય ?
છોકરો હોય તો વહુ આવે.
છોકરાં જનવાં સેહેલ, તેને જીવાડી મોહોટાં કરવાં મુશકેલ
છોકરાં કપુત, છકેલ બઇરી, કજીઆખોર પડોશી, લંજ
વત સાસો, અદેખો ભાઇ, લોભી મીત્ર, ધુતારો ગુ
રૂઠ સુંમ, ચાકર ચોર; એ સરવેને પાણીમાં બે

જ્ઞાનનું છે ગંમતનું છે હીકમતનું, બયાન, જેથી બુદ્ધી
વધે. થાય ચાતુર, મેળવે લોકમાં મ.ન.

પી રીતે કીધેલી ભલાઇ એવડી ભલી કેહવાય.

કટ માણસને ધરમ કે સંસારની દરકાર હોય નહી.

ચીજેથી સંભાળ રાખવી:—

૧ મોટા માણસના ગોસાથી. ૨ પ્રજાની ખફ્ગીથી.
૩ ખરાબ માણસની સંગતથી. ૪ ઘણીવાર પરણે-
લી ઓરતથી. ૫ ઘેરાયલી જગાના પવનથી. ૬ એક
વખતના દુશમન ઉપર વીશવાસ રાખવાથી.

રી આપી ધરમે, ને ખાય તેના કરમે.

પૈસો દલીદ્રતા ભોગવે.

## જ—ઝ.

ાને તેવો પ્યારો લાગે.

ા મુલસે આએ ઇસ મુલસે ગયે, નફેમે દો જુત્યાં.

રથી મેલવે મકસુદ.

વાવો તેવું પામો.

તરાજવાની દાંડી જશકમાં નમી પડે, ને જરાકમાં
ઉંચકાઈ જાય, તેમ નીચ માણસને સમજવું.

ચાહેસો કર.

કામ હથીઆરથી નહી થાય તે બુદ્ધીથી થાય.

દે મોંહડે જુદી વાત ને જુદાં મત.

ો દેશ તેવો વેશ.

ાં છીચકારાપણું હીંમતમાં ને બાયલાપણું હીકમતમાં
ખપે ત્યાં અંધારૂજ હોય.

ત મેહનત વગર જસ ને જર મલે નહી.

ા ભાઇના મોસાલાં તેવાં બેનનાં ગીત.

વા દેવ તેવી પુંજા,

ઝાઝાં કૂતરાં વાઘનેભી ભારી પડે.
જંગલમાં મંગલ ને બસ્તીમાં કરાકા.
જુવાનીની આલસાઇ તે બુઢાપામાં તંગી.
જે ખાય તે તેનો સવાદ જાણે.
જેણે ખોહી લાજ તેને નાનું સરખું રાજ.
જેનો નહી વપડાસ, તેનો થાય નાશ.
જેના હાથમાં તેના સાથમાં.
જીવતાંનો દહાડો ભરાય ને મુવાંની ભરતી ભરાય.
જેટલો ગોલ નાખશો તેટલું ગલ્યું થશે.
જેનો દહાડો પાધરો તેનો વેરી આંધલો.
જામીન થવાથી વખતે ગાંઠનાણી ખોવા પડે.
જેનું કામ તે તેથીજ થાય, બીજો કરે તે ગોતાં ખાય
જે સાંભળે નહી તેને હીતની વાત કેહવી ફોકટ.
જે ઘરમાં નીત્ય કજીઓ તે ઘરમાં સુખ નહી.
જે મહોંડે પાન ખાવું તેજ મહોંડે બુરૂં બોલવું.
જેનું દુધ ધાવે તેની રીતભાતની અસર તે બચાંઓ
નીપજે.
જેવું દરદીને ભાવ્યું તેવું વૈદે ફરમાવ્યું.
જેનામાં ભંડોલ ભારી, તે હોય મક્કમ વીચારી.
જેવો પોતે હોય તેવો બીજાને ગણે.
જાલમ બેત ખરાબ.
જેવું હોય તેવું કહેવાય.
જગને મહોંડે ધાંકણું નહી.
જેને હોય ઘરની ખટપટ તેને રહે ચટપટ.
જે કરે બીગાડ તેનું ઘર થાય બરબાદ,
જો ગધેડાથી મુલુકો લેવાય તો ઘોડાને કોણ પુછે ?
જીંદગી, જર, ને જોબન, એના ઇતબારનો ભરોસો ના ક
જો વરસે હાથીઓ તો મોતીથી પુરાએ સાથીઓ. (શ્લોક.

કોઈ નહી પહોંચે તેને પેટ પહોંચે.
ાણીએ ભગ ચરીઆ તે ખરા.
ું તેટલું જંખવાનું.
સુરજનું કીરણ નહી જાય ત્યાં બુદ્ધીવાનની બુદ્ધી જાય.
ા રાજા તેવી પ્રજા.
મુઓ તેની કેઆમત થઈ.
ો રાતે જન્મેલા જુદાજ પડે.
કમલો થાય તેને સરવે પીલુંજ દેખાય.
ાં નહી પુછ્યું ને મુવા પછી કુટ્યું.
મરજી ત્યાં મારગ.
કમાં છલકઇ જાય ને જરાકમાં ગભરાઇ જાય.
કમ ને ગોસ્સા ખોત.
ઘરમાં મરઘા કરતાં મરઘીનો સાદ મોટો તે ગ્રહસ્થનું
ઘર કહેવાય નહી.
ાન શીરી તો મુલકગીરી.
નારી જણે તો જણજે ત્રણ—ભગત, દાતાર, ને શુર,
નહી તો રહેજે વાંજણી, ન ગુમાવતી નુર.
ા સાદાઇ અને મધ્યમપણાંને જીંદગીનું મુલ ગણે,
તેઓજ સદા સંતોશી રહેશે.
ાને બદલે જુત્યાં.
ાન નાર ને જોગી જતી, એ ત્રણેનો વીશ્વાસ નહી.
ું મન તેવી હાલત અને બુદ્ધી.
માં જીવે ને પરણાવેલા વલાવા આવે.
યાં એટલાં જીવે નહી.
ું ભીખ નહી માંગી હોય તે તપખીર લઇ જોય.
ી ઘંટીએ દલવું તેનાં ગીત ગાઇએ.
ાંથી ખોય ત્યાંથી પાછું મેલવ.

જે કામ સાથે આપણને લાગે વળગે નહી તે વીશે
    ખોદ કરવી નહી.
જીવતાંને સઘલુ મલે તેમ જંજાલખી ભોગવે.
જેના મારીયાં નહી મરે તેના દીઠાં શું મરે ?
જેને પેટે કન્યા તેને પરમેશ્વરે દંડયા.
"જસ્ટ" ને "ફેર" બોલે તેજ ખરો.
જેને ઘણું કામ તેને ઘણી ફુરસદ.
જ્યાં સુરજ નહી ત્યાં ડાકટરો હોય.
જેવાં તમારા બચ્ચાં છોકરાં તેવાંજ સઉનાને જાણવાં.
જેનું જોરૂં ગયું તેનું સુખ ગયું.
જેનું જોરૂં અશરાફ તેનું ઘર આબાદ.
જે ઘણું સારૂં તેબી નહી ખામીથી નીરાલુ.
જ્યાં રોજી ત્યાં વતન.
જંગલો જાય ને કુતરાં ભોંસે.
જેના ગુરૂ અંધા તેના ચેલા નીરંજન.
જુનું ઢંકાય ને નવું ઉપર આવે.
જોશી. કાપડયો ને ચોકસી, એ ફોકટીયા—વૈદ હજાર
    વેશીઆ એ રોકડયા.
જુવાની ને દેવાની.
જેવી સંમત તેવી અસર.
જેનાં કોઇ વડીલ આગલ મશાલ ચાલેલી, તેની સાત પે
    ઢીના માણસોના મગજમાં તેની ધુંઇ રહે.
જુવાનીમાં જે ધરૂમી બને તેજ ખરો ધરમી, બુઢાપામા
    સરવે ધરમી થવા માંગે.
જેવું માણસ તેવી વાત.
જે વખતમાં ખોદાની બંદગી કરવી તે વખતમાં મુવ
    રૂદન નહી કરવું.
જાલમ દરદનો જાલમ ઉપાય.

વાન જાણી જીવે નહી ને ઘરડાં જાણી મરે નહી.
ર બીસીઆર તો મરદ હુશીઆર.
ગત કોઇથી જીતાય નહી.
જમનવાર કે જમન ધાર.
જા બીલ્લી કુત્તેકુ માર.
નમાં કોઇ ઓલખે નહી ને હું વરનો કાકો.
જાગે તે જીવે ને ઉંઘે તે મરે.
યાં જોઇ તાડી ત્યાં છોડી ગાડી.
ત નમાવી પાઉં પડે, કમજાત નમાવી શીર ચહડે.
ત જાતને ખાય.
વશે નર તો વસાવશે ઘર.
લ કરે આલ તો ખાસડાં ખાય શીર કપાલ.
બ્યા કરતાં જોયલું ભલું.
નકે ગામમે વસીએ ઉનકુ હાજીહા કીજીએ, બીલ્લી ઉંડ
લે ગઈ તો હાજીહા કહેજીએ.
ની આંખે નવાં કોતક.
ગામ જવું નહી તેનું નામ શું પુછવું.
ની આંખમે ઝેર તેપર ખોદાનો કેહર.
જેવો સંગ તેવો રંગ.
જે ખાય રસાન તે જાય મસાન.
જોગીને વહાલાં તુમડાં ને ભોગીને વહાલો ભોગ, દાકતરને
વહાલાં ગુમડાં ને વૈદને વહાલો રોગ.
ઝાજી કીડીઓ સાપને મારે.
જો ન મંગાય ભીખ તો ઉંઠ વૈદું શીખ.
જેસેકુ તેસે મીલે, તેસેકુ મીલે તાઇ, એ તીનોકી જોરી મીલાઇ.
જ્યાં પગ મેલવા ફરેશતા બીહે ત્યાં મુરખાઓ બેધડક ધુસે.
જઇફીમાં જુવાનીની ભુલ સુધારો.
જણુનારીમાં જોર નહી તો દાઈ શું કરી શકે!

જે ગયા મરી તેની ખબર નહી આવી ફરી.
જરને વશ જગત છે.
જેનાં છોકરાં હમેશ પરદેશ તેનાં માબાપ વાંહજીઆં જે
જે આપણુને ચાહે તેની ચાકરી કરવી, જે નહી ચાહે તે
નામ લેવુ નહી.
જાગે જે કોઈ ધનનો ધણી, જાગે જેને ચીંતા ઘણી, જ
રાત અંધેરી ચોર, જાગે જેનાં ઘરમાં શાપ, જ
જે દીકરીનો બાપ, જાગે જે ભજે જગદીશ.
જાગે જેને દેવું શીશ, જાગે જેની દેહમાં દુઃખ, જ
જેને લાગે ભુખ.
જુંફડીમા રહી સપનામાં મેહેલમાં વશે.
જમણુ નહી કરવામાં નીરાંત, પણ જમણુ કરવામાં ગભર
જેને શરમ નહી તેમાં ઇમાનદારી નહી.
જ્યાં અગત પડે ત્યાં ધારો બંધ રહે.
જે કામથી તું બીજાને ઠપકો આપે તે કામથી તું પે
દુર રેહજે.
જેને નહી ખોદાનો દર, નહી પંચની લાજ, તેને છેડવ
ખોય લાજ.
જુવાનીમાં મેળવેલી કીરતી બુઢાપામાં કાએમ રહે.
જે પોતાનો વાંક સમજે તેનો દાવાદાર કોઈ નહી.
જેઓ ભકતી કરે તેઓ સઘળાજ પરહેજગાર નહી.
જેઓ ઉપર કુતરાં ભસે તેઓ સઘળાજ ચોર નહી.
જેઓ જુબાનને કાબુમાં નહી રાખે તેઓ સારૂ બોલી શકે નહી
જે ચીજ જવલેજ મળે અથવા ઘણી મહેનતે બને તે મોંઘ
વેચાય.
જે કુટુંબનો વડો તેને ચીંતા ઘણી.
જ્યાં ખપ હોય ત્યાં માલ આવે.
જહવેરની કીમત જહવેરીજ કરી શકે.

ા ગરજનાજ ઇઆર છે તેઓથી દુર રહેવુ.
કેહેવું જુદું અને કરવું જુદું તેના દીલને જો, તેની જબાનને ના જો.
મો જાહેરમાં નરમ ને બાતેનમાં બેશરમ હોય તેમની સોબત કરવી નહી.
હેરમાં ભરપુર દેખાડે ને બાતેનમાં મુરદાર ચીજનેબી છોડે નહી.
ો શરમ છોડી તે ગમે તેમ વરતે.
ખાલી લોભને તાબે કરે તે સંતોશથી વરતી શકે.
ભલું ચાહો તે કરી લેઓ, પછી કરશું તે નીશફળ જાય.
દેર ને છુપું જે કરો તે ખુદા જુએ છે.
માણુસ પોતેજ ચાલીને દોજખમાં જાય છે.
ાબ આપતી વખતે વીચાર નહી કરે તે નાલાએક સખુનો બોલી દે.
નહી આપતાં આવડે ઉત્તર, તો બેશજે મુગો અપુતર.
રતે વખતે એવું બોલજો કે તે સઉને ગમે.
વાત કરતાં સંભાળે જુબાન, તે છે માન મેળવવાની નીશાન.
: વાત કરે લોક, તો અમથી ના હીલાવતો ડોક.
કરે ઘણો બુકારો તે થાય સઉને અકારો.
યાં ત્યાં જેવું તેવું બોલે તે હલકાઈ ને નાદાનીમાં ગણાય.
? વખત બોલવા ઘટે તે વખત ચુપ રેહ ને નહી બોલવા ઘટે તે વખત બકબક કરે, તે મુરખ.
જેનું નીમખ ખાઓ તેની ખુબી ગાઓ.
? બોલ નીકળે હોઠ બાહાર તે જાય કોટ બાહાર.
જાહેરમાં કોઇને શીખામણુ દેવામાં ઉલટી દુશમનાઈ વધે.
? કામ કરવામાં શરમ છે તે બોલવામાંથી શરમ છે.
જેના માબાપ ગરીબ તેના ફરજંદો નામવર નીકળે તો

તેનું ખાંનદાન નામીચું ગણાય, પણ નામીચાં ખ
નદાનમાં નાલાએક ફરજંદોથી તેની ફીરતી ડુબે.
જાહેલો મીજલસમાં નહી બોલે તે ભલું પણ દાનાઓ
તો બોલવુંજ જોઇએ.
જે કામથી બુઢાપામાં પસતાવો થાય તે કામ જુવાનીમાં
જાણી લેવું.
જેઓ કશી ચીજ ઉપર દીલ બાંધે નહી તેઓ પસતાએબ
નહી.
જેની જીંદગી બીજાથી ચાલે તેને જીવેઆ કરતાં મોત ભલું.
જીંદગી ધન દોલતથી નહી પણ અન્ન પાણીથીજ નીભે.
જીવો જીગરનો સાથી, કે તે કડવું મોંહપર કહે.
જીવજો શુરા મરદ કે તે જાનથી નહી ડરે રણમાં.
જે જાતે ભલા તે કંકાસને સમજે બલા.
ઝાજા મીઠાશને ના અડકો, ના ખાશો ચાવળસે સરકો.
જાત જાતનો ખાઓ મેવો તે ઉપર પાણી ના પીઓ.
જે દોસ્ત આપણા દુશમન સાથેબી મળતો રહે તેને દુ
મન સરખો જાણવો.
જેનો દોર તેની દીન,
જે કરી વસ્તુથી નીરાળો તે રોગથીબી નીરાળો.
જેને સંતોશ છે તેને સુખ છે.
જેને ઘરમાં સુખ નહી તેને બાહારનું સુખ નકામું,
જે કાયદાથી ન અટકે તે જગનાં તાનાથી અટકે.
જુવાનીની જેહમતથી બુઢાપામાં સુખ મળે.
જુગારમાં હારેલા અને પોતાની મોરાદમાં નીશફળ થયલાને
તુરત છેડવો નહી.
જેઓ ઘરનાં ને કુટુંબના અને ટોળાના આગેવાનો કહેવાય
તેઓએ પોતાની કરણી ઘણી નેક રાખવી જોઇએ.

, સુખ કે દુઃખના વખતમાં મધ્યમપણે વરતે તે પ-
 સ્તાએ નહી.
પડી જાય તારે છાંએડો નાબુદ થાએ, પડતી દશા
 આવે ત્યારે ખુશામતીઆઓ ગેબ થાય.
ારી, વેભીચારી, ને છાકટો એ પોતાની હાલત કે વખત
 કે કવખત જોતા નથી.
કોઈ દોલતથી મગરૂર બનતો નથી તે દુખ ને સંકટના
 વખતે ગભરાતો નથી.
રાજપાટથી બેગુનાહો નીરભય રહે ને ગુનેહગારો બી-
 હતા રહે તે ખરૂં રાજ છે.
એ સઘળા ગુનાહનો પાયો છે.
એજ સઘળા દુરગુણોનું મુળ છે.
દીવસો ગયા તે સર્વદા ગયા ને જે આવનાર છે તે
 ઉપર મુદલ ભરોસો નથી તેથી ચાલતા વખતનો
 સારો ઉપયોગ કરી લો.
ગરીઓની મુલાકાત કરે છે તે મગરૂરીથી નીરાળો છે.
રા જરામાં ફરીઆદ કરવી એ નબળાઈનું હથીઆર છે.
નાથી માણુસો બીએ તે માણુસ ભલો કેહેવાય નહી.
ની આંખમાં શરમ તે સૌથી નરમ.
રૂતુમાં ખાધેલું પચે તે રૂતુ સારી.
તારે વાસતે ભલું નહી હોય તે તું બીજાને વાસતે
 ના કરતો.
ે કામથી માબાપ દુખી થાય તે કામ કરવું નહી.
જુવાનીમાં મેળવેલું ડહાપણ બુઢાપામાંબી સુખ કરે.
જે વસતુનું કાલે કામ તે જરૂર વગર આજેજ વાપરતા ના.
જ્યાંથી ઓછો અટકાવ મળે તે રસતે જવું.
જેને ત્યાં નાલાએક ફરજંદો અને કલાંટ ઓરત હોય તે
 છતી દોલતે કંગાળ જેવો છે.

જ્યાંબી જુઓ ત્યાં ખોદા અણદીઠ રીતે હાજર છે, છે તે તેજ છે.
જેઓ કંઈ કરતા નથી તેઓ ભુલ કરતા નથી.
જેની કમબખતી હોય તે કજીઓ લડી જોય.
જીજી કરતાં જીવે નહી, ને મગ મર કરતાં મરે નહી.
જણેલાં તે તો જણનારાં થયાં.
જેવાને તેવો પેઆરો.
જુવાન છોકરાઓ ઘરમાં અને નીશાળોમાં કેળવાય ત્ર ઉમરે પહોંચેલાઓ પુસ્તકશાળા અને લાઇબ્રેરી ઓમાંથી વધારે શીખે.
જે ટોળાના આગેવાન કહેવાતાઓજ પરતંત્ર તે ટોળા ખરાબીનો અટકાવ કોણ કરે?
જ્યાં અનાજનું એક તણખું ઉગતું હોય ત્યાં બે ઉ: કરવાં.
જે જાયું તે જવાનું.
જે જાય જાવે તે દાંતે સુનું ચાવે.
જાદુઇ એટલે શું? જે આપણે જાણીએ નહી તે.
જણનારીએ બધાંને જણ્યા તો હશે, પણ બધાઓના ગરાં કોણે વણ્યા હશે?
જ્યાં કાચ ને હીરાની કીમત એક ત્યાનાં માણસો સમાન.
જેનો હાથ ધરો તેને પાર ઉતારો.
જે માબાપને નમે તે પેટ ભરીને જમે.
જવાબ દેનારા કરતાં સવાલ કરનારની અકલ પરખાય.
જ્યાં ગુમાવો ત્યાં પાછું શોધો.
જ્યાં પાણી ત્યાં આબાદાની.
જુતું તે સુતું.
જુનો પાપો.

ઉપર પડે તેજ તે ઉચકે.
નાં જઇ જાંખડુ લાગ્યા.
ારમાં બેસે હશીને, ને ઉઠે રડીને.
જોઇને ઉંડા પાણીમાં ઉતરવું જોખમ ભરેલું છે.
ી સુધી લેવું બળ.
રશે તે જોશે.
ા સુખ વધે તેમ નાજુકાઇબી વધે.
તમોને ચાહે નહી તેની તરફથી કશી આશા રાખતા ના.
ધારણા અને વીચાર હોય તેવા ખેઆલ સપનામાં જણાય છે.
નીમાં કીધેલાં કામોથી ઘડપણમાં પસ્તાવોબી થાય અથવા ખુશીબી ઉપજે.
ાસતું તે અંતે મોંઘું.
ાની ને દેવાની.



## ટ—ત.

ટીપે ટીપે સરોવર ભરાય ને કાંકરે કાંકરે પાર બંધાય.
તનદોરસ્તી હજાર નીઆમત.
ટુંકેથીજ ડાંભેલું સારૂં.
તાઢ જાય રૂએ ને આદત જાએ મુવે.
તરત દાન ને મહા પુણ.
તનખા હરામ બચકા હલાલ.
તરનાર ડુબે ને લખનાર ભુલે.
તેનાજ ટાંટીઆ તેનાજ ગળામાં.
તક ચુકયા તો ભવ ચુકયા.
તારા હરામીને વાર નહી તો તારા ગરીબને ખાઉં.
તકરાર ખુટે ત્યારે ગાળ દેવા માંડે.
તેલ ને પાણી એક થાય નહી.
તનદોરસ્તી તોજ મનદોરસ્તી–એ બંને હોય તોજ ઉ
કામો થાય
તુને દુશમનો ઉભા કરવા હોય તો પ્રખ્યાત થા.
તુમ તુમેરી સંભાલીઓ મેં મેરી ફોડતા હું.
તકોબરી અંતે લાચારી લાવે.
તું કોણ ને હું કોણ એ એકલપેટાનું કામ.
તેરા કુતા મેરી કુહાડી લાયા
તાદે પાણીએ કાસર ગઇ.
તવંગરી પૈસાથી નહી, દીલ ગુરડાથી.
ટુંકી ગરદનીઆ સો ફંડા, હેંસી ફંદા માંજરા, બાં
બોતેર લક્ષણ, કાણેકાતો પારજ નહી.
તવળીને દહાડો કહાડે તેનું મોનજ નહી, ને તનદોરસ્
વાળા તુરત મરે.
તોખમરા તાસીર.

તુંજ પોતાને પીછાન.
તેરીબી ચુપ ને મેરીબી ચુપ.
ટેવ પડી તે ટળે નહી.
ટુંકી ગરદન ને લાંબી પેશાની એ હરામજાદાની નીશાની.
તરકડી રાંડ સતી થઇ.
ત્રણ બોલાવ્યા તો તેર આવ્યા, બાહેરવાલા ખાઇ ગયા, એ અહીંની રીત, ને ઘરવાળા ભુખ્યાં રહી ગાય ગીત.
તારો દુશમન તારા પોતામાંજ છે.
તાબુતમાં ઘેલા તરકડા ને વીવાહમાં ઘેલી નાર, હોળીમાં ઘેલા હીંદુઓ, એ સરવે એકાકાર.
તીરથે જાય તો મુડાય ને ખરચાય.
તુને શુધ નહી ને મને બુધ નહી.
તેરા તેલ ગયા ને મેરા ખેલ ગયા.
તારૂં લાકડું ગયું ને મારી મેહનત ગઇ,
લને સંઘરો–હાડકાંને છોડી દો.
ગયા ને તરસ્યા આવ્યા.
ભેદ બીજાને કહીને તેને કેહેવું કે તું કોઇને કેહેતો ના, તો તું પોતેજ તે છુપાવી શકયો નહી, તો બીજો કેમ છુપાવી શકશે ?
આવે હાથીને વેગે ને જાય કીડીને વેગે.
વાર સંકટો અકલથી ટળે છે.
ને ટુચ એ મધ જેવું મીઠું.
ારના તેજમાં સરવે કોઈ અંજાય.
મુજકું તો મે તુજકું.
. મનમાં ડહાપણનો સંગ્રહ કર.
। શકતી પ્રમાણે તું સુખ અને આરામમાં રેહવાની તજવીજ કર, પણ શકિત ઉપરાંત ખરચ કરતો ના.
। ચહડતી કળા હોવાથી સંભાળ વગર ગાફેલ રહેતો ના.

તકદીર આગળ તરતીબ શું ચાલે.
તેં મોઢેથી ગાઈ મને ખુશી કીધો તો મેં મોઢેથી મોટું ઈનામ આપી તુને ખુશી કીધો, એમાં લેવું દેવું કંઈ નહી.
તવંગર દેખાવા કરતાં તવંગર થવાની કોશેશ કર.
તારાજ કોદરા તારોજ દાર, હું નાચું તે કેવો વારૂં ? મન મહુડાં ને પાંચ મણ પાણી, હું નાચું તે એવું જાણી.
તમે પોતેજ તમારો બચાવ કરો, તેથીજ શાંતી મળશે.
તું મુવાને લે કોણ ને હું મુવાને દે કોણ ?
તુને દુઃખ ઉપજે ત્યારે તારા કરતાં કોઇ વધારે દુઃખીને જોઇ સંતોષ પકડજે.
તાવદાન જેવાં મુરદાલ.
તાબેદારી એજી નાચારી.
તાપ આગળ ઘી તવાય.
તેને ને મને એવો મેર, જે જોતાં સાથેજ આવે ફેર
તેજનુ ઢુકારે મોત.



## ઠ—થ.

થોડાસા ખાના ઓર બડેથી રહેના.
થુકેલું ચાટવું નહી, બોલેલું પાલવું.
થઈ ગયું તે નહી થાયું નહી કહેવાય.
થાકાના ગાઉ નીથે નહી
થોકડ ખાય ત્યારેજ શીખે.
ઠોઠ માણુસ મજુરી કરશે.
ઠાલી બડાઇ અંતે ફજેતી કરાવે.
ઠંડીથી સુકાયા નહી ને ઉનાલાથી માના નહી.
થાશે હોશે કરે તેનું શેવટ લાંબુ જાય.
ઠેઠે ગયું ગાડું.
ઠઠા મશકેરીનું પરીણામ માંઠું.
થોડું બોલવું ને ઘણું સાંભલવું.
થાવકો છેતરાય નહી.
ઠીંગણી બલા.
ઠગ સો વરસ જીવે નહી, તોપણ સો લઇઆ ફુટેલા તો
તેને મલે.
થોડા ઉપર સંતોષ રાખે તે તવંગર જેવો છે.
ઠાકોર ગયા ને ઠગ રહયા.
ઠીકરી ઘડાને ફોડે.
થોડે નફે બમણો વકરો.
થોડું બોલે તે જીતી જાય ને બહુ બોલે તે ગોદા ખાય.
થોડી ગફલત ઘણી ખરાબી નીપજાવે.

થોડા દીવસ શંકટ ખમયાથી ઘણા દીવસોનું સુખ મલે છે.
થોડી ચીજોપર સંતોષ રાખવો તે ઘણી વધારેની આશા
     કરતાં ફાએદા ભરેલો છે.
થોડું તે પોતાનું ને ઘણું તે લોકનું.
થોડામાંજ મજાહ.
થોડે લખવે ઘણું કરી જાણજો.
થુથાની રાંડનો થંણુકો ભારી.



## ડ—દ.

ડાહ્યો દીકરો દેશાવ્તર ભોગવે.
દોરડી બલે પણ વલ નહી મુકે.
દેખાવે રૂડાં ને કામે ભુડાં.
ડુંગર દુરથી રલીઆમણા, પાસે જાય તો બેહામણા.
દગા કીસીકા સગા નહી, નાં માનો તો કર દેખો.
દરવાજો ખોલ્લો રાખે ને મોરી બંધ કરે.
દાઇની આગલ પેટ છુપાય નહી.
દુખ વગર સુખ નહી અને કણી વગર ફલ મલે નહી.
દામ કરે કામ, બીબી કરે સલામ.
દીલનો ગવાહ દીલ.
દયાની માને ડાકણ ખાય.
દીકરા બાપ લાખ ચાલીશના.
ડુબતું માણસ પીણને વલગે.
દીકરા દલનારીના ને બાહેર શેઠ કેહેવાડે.
દુનીઆ દોરંગી.
દોલતે ગરીબ ને આબરૂએ ભરપુર.
  દાલ જીવકા કાલ, અમ્મા મત પકાઇઓ;
  દાલ બચ્ચા પાલ, અમ્મા રોજ પકાઇઓ.
દોડે દોડે ને જ્યાંનો ત્યાંજ.
દેવ ગયા દવારકા ને પીર ગયા મકે, ઈંગરેજના રાજમાં
  ઢેડ મારે ધકે.
દુષ્ટ માણુસની સંગતથી ભલમણુસાઈ ઘટી જાય.
દુખ પછી નેકી સુજે.
દેશમાં રહી ભીખ માંગવા કરતાં પરદેશ જવું ભલું.
દેખનેમે ધલુ ને ચલનેમે શીરવઈ.
દાનચોરી સજોરી થાય નહી.

ડાંગ મારેલાં પાણી જુદાં નહી પડે.
દોસ્ત ત્રણ તરેહના, જેમકે, જુબાની, જાની ને નાની.
દોલાના ઘોડાના જેવી ચાલ.
દેશ તેવો વેશ.
દોડતાં કાંઈ સાંજ પડે નહી.
દીકરી ને ગાય જ્યાં મોકલો ત્યાં જાય.
દમડીએ ઉંઠ વેચાય પણ લેવાની શકતી નહી.
દાંત આપે તે ચવેણુંબી આપે.
દયાનત તેવી બરકત.
દાન, ભાડું ને દક્ષણા એ ઉધાર નહી.
દાતાર તો મર ગયા ને રહ્યા મખીચુસ, લેવુ દેવુ જાણે નહી ને લડવેમે મજબુત.
દાજ્યાં ઉપર ડામ.
દાનાવ દુશ્મન કરતાં નાદાન દોસ્ત માઠો.
દીવાલી તે સઉની ને દશેરા તે વહુના.
દીકરો થઇને ખવાય, બાપ થઇને નહી.
દીવા પાછલ અંધારૂ.
દીઠાનું ઝેર.
દુખે પેટ ને કુટે માથું.
દુધ પાઇને સાંપ ઉછેરવો તે અંતે ડંખે.
દેખવુંબી નહી ને દાજવુંબી નહી.
દેશ મુકીએ પણ દેશી ચાલ નહીં મુકીએ.
દેખ દેખીને શીખ શીખે.
ડોસી મરે પણ જમ પરકે.
દેવલના ઘાંટ સઉ કોઇ વજાડે-
દોરા ચીડીએ છોકરા થાય તો પરણવાને કોઇ નહી જાય.
દયા ધરમનું મુલ, અભીમાનથી ધરમ વેગલો.

દોસ્તોની વખાણ ને શત્રુઓની નીંદા ઉપર ભરોસો રાખવો નહી.
દામ ખોટું તો પરખનાર શું કરે.
દુઃખ છતે પૈસે, દુઃખ પૈસા વગર–દેહેનું દુઃખ, મનનું દુઃખ.
દુર અંદેશીથી સારો મારગ સુજે.
દીસતા આલેમ ને બાતેનમાં જાહેલ.
દુનીઆમાં તવંગર ને ગરીબ સરવે મોહોતાજમંદ છે.
દુનીઆમાં જે નથી ફસતો તે રહેછે હસતો.
દોલતનો સારો ઉપીયોગ નહી થાય તે દોલત પથરા બરાબર.
દોસ્તો મેહેરબાન હોય તો દુસ્મન ફાવે નહી.
દુનીઆમાં જેહેમત ખેંચવી તે સંસાર ચલાવવા સારૂ છે, તેમ નહી હોય તો અરધી રોટલીથીબી સંતોષ મલતે.
દીલીનો ઠગ.
દરદી, તેની દવા કરનાર વૈદ તથા દરદ, એ ત્રણમાંથી દરદી અને વૈદ એક દીલ હોય તો દરદનું જોર એકલું પડી કમી થાય, પણ દરદી અને દરદ એક દીલ હોય તો વૈદ એકલો પડે ને તેથી દરદનું જોર વધે.
દેહનું દુઃખ અને કમાઇ કરનારાંઓના મોતથી કુટુંબમાં નાચારી આવે.
દીકરા મોટો થા તુને પરણાવશ.
દરરોજ સુતી વખતે ને દહાડે ભલું કામ શું શું કીધું તે યાદ કરતા રહો.
દુનીઆ એક દાદરની મીસાલે છે, તે ઉપર કોઇ ચઢે ને કોઇ ઉતરે છે.
દરએક મુશકેલીના વખતે ખોદાતાલાની મદદ માંગતા ર-

હેવું, ને દરએક ખુશીના વખતે ખોદાતાલાનો ઉપકાર માનતા રહેવું.
દુખી માણસે પોતા કરતાં વધારે દુ:ખી માણસ સામું જોઇ સંતોષ પકડવો.
દાધ વગરની આબરૂ એ સઉ કરતાં ઉમદા જવાહેર છે.
દ્રવ્યની ખરીદી સારૂ નેકી વેચવી નહી.
દીલમાં આરામ હોય તો ચેહેરો ખુશ મીજાજી દીસે, શરીરમાં જોર આવે, પણ એથી ઉલટું જો જીવ ઉદાસ હોય તો ચેહેરો શોકાતુર દેખાઇ પગમાં જોર રહે નહી.
દોલત મલવાથી કસરનો હાથ ખેંચતા ના.
દુ:ખ થાય ત્યારેજ ઓસડ લેવાય.
દમડી સારૂ રૂપીઆનો ગોદો ખમવો નહી.
દુશમન નબળો છે એવે ભરોસે નચીંત રહેવું નહી.
દોજખની ધાસ્તી નહી હોત તો લોકો ભલાં કામો કરવામ બેદરકાર રહેત.
ડહાપણ ઉપર સરવે સદગુણનો આધાર છે.
ડહાપણ વગર કેટલાંએક માણસો એવુંજ ધારે છે કે, હું સરવે રીત સમજું છું, તેથી વધારે સમજ ધરાવનારા તે વળી કેવા હશે?
દીલ મળ્યું ત્યાં રાશ શી જોવી?
દીધે બારે ધર્પકરો.
દીકરી આવી તે લખમી લાવી.
દુખનું મુળ ખાંસી ને કજીઆનું મુળ હાંસી.
ડાહ્યા માણસ જે કામ શરૂઆતથી સમજે, તે મુરખ માણસ તે કામનું સેવટ આવેથી જાણે.
ડુબતાં તનખાંનો આશરો માંગે.
ડુબતો માણુસ ફીણને વળગે.

દુશમનને પણ દુખી જોઇ ખુશી થવું નહી.
દાવ આવેશે ચુકવો નહી.
ડાહ્યો તે ઘરડા જેવો.
દરદ કરતાં ઉપાય માઠો.
દેશ તેવો વેશ ને હકુમત તેનો ધરમ.
દખણની નારી, બાર હાથની સાડી ને અરધી ટાંગ ઉઘાડી.
દોડી ચાલવુંબી નહી ને તુટી પડવુંબી નહી.
દયા એ ધરમની ઢાલ છે.
દરએક વિદ્યા અને હુન્નરના અભ્યાસીઓ જુદા જુદા હોય છે, તેથીજ તરેહવાર બાબતો જાહેરમાં આવે છે.
દેશી રાજમાં બાહેરથી સુધારા ને અંદરથી અંધેર.
દરેક માણસ પોતેજ પોતાનો તબીબ.
દેશીઓમાં શોધક બુદ્ધિ કરતાં નકલ કરવાની બુદ્ધિ વિશેષછે.
દયા ખાનારાં ઘણા, પણ ખરેખર ચાલનારાં કોઇજ.
દીવાસો તો સરવે પરબ (તહેવારો) નો માસો.
દુનીઆની આબાદાની ખેતીવાડીથી.
દીકરી સાસરે રહેવાથી શોભે.
દેવાલીઓ ખાય કે વહેવારીઓ ખાય.
દરદીને ભાવે તેવું વૈદ ફરમાવીઉં.
ડોસી સંભાળે તો ગાંસડી જાય ને ગાંસડી સંભાળે તો ડોસી જાય.
દેશ ખેડી દરવાજા જોઇ વળેલો.
દીલના ઉભરા મોઢેથી બાહેર નીકળે.
દમપર શુમાર.
દરએક કોમની સંસારી અને ધરમ સંબંધી રીતભાત જુદી જુદી.



## ૯—ધ.

ધીંગાણું કરી કામ બીગાડે.
ધરમ કરતાં પાપ નડયું.
ધુલધાણી ને વા પાણી.
ધુલમાં નહી પણ લોભમાં લોટે છે.
ધણીને સુજે ધાકેલું.
ધાસ્તીમાં નહી રહેતાં ભયની સામે થઈ ઉપાય શોધવો.
ધરમની ગાયના સઉ કોઇ ધણી.
ધણી તેવાં ઢોર.
ધંધામાં ધન નહી તો ધાનબી મલે.
ધુલનો વેરો ને ધારની આયપત.
ધરપચ કરી કામ કહાડે.
ધરમી ડુબે ને પાપી તરે.
ધરમગુરૂ, વગર એલમથી હીણાય.
ધરમીને ત્યાં ધાડ ને પાપીને ત્યાં પૈસા.
ધાવ ધાવ ને કરમમાં હોય સો ખાવ.
ધરમ વગરની કેળવણી લગામ વગરના ઘોડા જેવી.
ધચુપચુ મનને રસ્તો સુજે નહી.
ઘોલાયલાં દુધ માટે વીલાપ કરવામાં ફાયદો શું ?
ધમ ઘોલ ને માહે પોલ.
ધન મલ્યું ને ગર્વ નહી થયો એવો કોણ છે ?
ઘોલે દીવસે જુલમ થાય ને ધાડ આવે ત્યાં કેમ રેહવાય ?
ધન દોલત અનીતીથી નાશ પામે તેમ આવક કરતાં વધારે
ખરચથી તથા વગર તપાસ રાખવેથી પણ નાશ પામે.
ઢેફુ પડવાથી ઘર પડે નહી.
ધનનાં કરતાં સંપથી સુખ વધારે.
ધણી ધણીઆણી રાજી તો શું કરે કોતવાલ ને કાજી.

ધરમ પાલવો તેજ આ અને ભવીષની દુન્યામાં સુખ મેલવવાનો રસ્તો.
ધણીને કહે તારા ઘેરમાં ચોર ભરાયો છે, ને ચોરને કહે તું અહીંથી નાહાસ.
ધન ધન ધોરી.
ધારેલું કામ કરરર ભુસ થઇ ગયું.
ઢોલ મારી પછી સલામ કરવી.
ધરમે જય ને પાપે ક્ષય.
ધરમી કોઇજ, ધરમ ઠગ ઘણા.
ઢેર ફ્ જેતો.
ધન ધન સો ધન—અન ધન સો મહાધન–કંઇએક ધન સો રૂવા, ઓર ઢોર ધન સો ધુર ધન.
ધણી વગરનાં ઢોર સુણા.
ઢેડ મરે અભેખર ઓછું.
ધરમી ધરમ કરે ને અધરમી આડો પડે.
ધાર્યું ધણીનું થાય, ને ડાહ્યાનું ડાહપણ જાય.
ધીરાં કામ સાહેબનાં.
ધોતી જોડા લરબડે, ને હાલ્લાં ઘરમાં ગડગડે.
ધોબીને પાંચે પીઆરા
ધંધો ઘટે ને પ્રીસીઆરી વધે.
ધરમનું ઘર સંસાર, ને સંસારનું ઘર વેપાર.
ધરાયલો ભુખ્યાનો ગમ ખાતો નથી.
ધરમનો જગડો શેતાનની ખલલથી ઉપજે.
ધરમ ખાતાંઓ અને પ્રજા ઉપયોગી કામો ખંતથી કરવા જોઇએ.
ધરમ ગુરૂઓને માન આપવું, પણ ઓવાએ જીવો ને કરમે ખાઓ, આપવું લેવું ખેર સલ્લા.

ધરમ જોકું સતકર્મનો દુશમન હોતે નહી તો ધરમના
શત્રુ કોઈ હોતે નહી.

ધરમ ધુજન, ભગતી ભજન કે પેટ પુજન ! ( જશનને
બાહને ખાવાનું. )

ઢીકથી નહી મુવો તે બીકથી મુવો.

ધીરજ છોડવાથી ધેઆન ઘટે.

ઢગલે ઢેર ને પૈસે શેર.

ધંધો વેપાર કરવામાં સાવધ રહેવું.

ધાન દાળકા સુતરા ખાના, ખીચડીસે તો મંજલ પોહોંચના.

ઢેડી ઘેબરે રાજી.

ધરમ ગુરૂ કહેવાય તેનો પોશાક ફેસનદાર નહી પણ સાદોજ
શોભે.

ધરમ ગુરૂ તેજ બુરો, કે જે પોતાનાજ ધરમને વગોવે.

ધરમને નામે ખોટી મતલબથી જે કામ થાય તે પુણ
કરવા કરતાં ગુનાહ કહેવાય.

ધરમની ખરી ફરજ બંદગી—બળી બંદગી વગરની જીંદગી.

ધનબળ સાથે મનબળ જોઇએ.

ધરમગુરૂ કહેવાડી પોતાની ખરી ફરજ શું તે જાણે નહી,
તે ધરમગુરૂ નહી પણ ધરમનુ કામ લઈ ચલાવનારા
મજુર.



## ન.

નવાણું ત્યાં ભરયા સો.
નવરો બેઠો નખોદ વાલે.
નબલો માતી બાયડીપર શુરો.
નાગાથી સઉ આંધા.
નાચવા નહી જમે ત્યારે આગણું વાંકુ.
નાદાન દોસ્ત દુશમનની ગરજ સારે.
નાદાન દોસ્ત કરતાં દાનાવ દુશમન ભલો.
નાદાનની દોસ્તીમાં જીવનું જીઆન.
નાગો નાહે શું ને નીચવે શું ?
નામ મોટાં ને કામ ખોટાં.
નાને મહોંડે મોટી વાત.
નાની ચુક મોટો બીગાડ કરે.
નખભર સુખ ને હાથભર દુઃખ.
નદી ત્યાં ઓવારો.
નાફરમાન તે નગુણો.
નહી બોલવાના નવ ગુણ.
નહી મામાના કાના મામા.
નામ તેનો નાશ.
નાક કટા તો કટા પણ ઘી તો ચટા.
નીતી ભગ તે નેકી ભંગ.
નેકી પોતે બખશેશ છે, એજ એ એક સજા છે.
નદી કહું સીપાઇસેબી બાંકી હોવે ?
નેક ખસલત તમામ બુરાઇને ઢાંકે છે, બદ ખસલત નેકીને
    છુપાવે છે.
નજરથી દુર તે વીચારથી દુર.
નકટા જોગીની જમાત.

નગુણાને ગુણથી મારવો.
નબલે હાકમે રઈયત જોરાવર.
નગારખાનામાં સીસોલીનો અવાજ.
નક્તને નાંખ નહી ને શોખને શેઆખુ નહી.
નમનતાઇથી દુશમનબી વશ થાય.
નાચારોની હાય, કદી ખાલી નહી જાય.
નાચારો તવલી મરે તેનું મોત નહી આવે.
નવલસા ગોરી.
નેવના પાણી મોભે ચઢે
નહી ભણ્યા કે નહી ગણ્યા.
નવરાને નમાજ ને ભુખ્યાને રોજા.
નબળી વાડે છીણું ઘણાં.
નબળાં ઢોરને બગાય ઘણી.
નમે તે પરમેશ્વરને ગમે.
નાગાનાં ગામમાં ધોબી ફસે.
નહાતા મુતરે તેને કોણ પકડે !
નામીચો ચોર માર્યો જાય ને નામીચો વેપારી રળી ખાય.
ન આવડે ભીખ, તો તમાકુ ખાતાં શીખ.
નાને ભડકે દીવાળી ને મોટે ભડકે હોળી, શેહેરમાં લુટે
સાહુકાર ને વનમાં લુટે કોળી.
નાચવા જવું ને લજવાવુ તે કેમ બને ?
નહી ત્રણમાં, નહી તેરમાં, નહી છપનના મેળમાં.
નસીબ બે ડગલાં આગળનું આગળ.
નાસીપાસી તે ઉમેદના મોત જેવી છે.
ન રહે આપ તો શું કરે માને બાપ.
નામ પરમાણે કામ નહીઃ—
લખમી વેચે લાકડાં, ધરમપાળ માંગે ભીખ, અમર-
પાલ તો મરી ગયા, મારૂં તીતમતાલ નામજ ઠીક.

નસીબ કંઈ બજારમાં વેચાતું નથી.
નેસીહતમાં અવરની નીશાન આ છે—દાંતે નખ કરડવાં, બે હાથે માથું ગવડવું-આંગળાના કકડા ફોડવા-પેહેરેલાં કપડાથી હાથ મોહું તુછવું-ઉબર ઉપર બેસવું-જે વાસણમાં જમવું તેમાજ થુકવું-બે હાથે રૂપીઆ કોથળીમાં ભરવા ને કહાડવા-મુવેલાંને ઠેકાણે પાડવાની જગે જઈ અમશતું બેસવું-ઉભા ઉભા પીશાબ કરવી-પોતાનાંજ આંગમાં કપડાં શીવવાં-ભાંગેલી કાંસકીથી બાળ હોરવા- અનાજ તથા કાગજને ખરાબ જગે નાંખવું-રાતે કચરો વાળવો-છતે પૈસે હાય હાય કરવી-હલકા લોકો સાથે ઠઠા મસ્કેરી કરવી-આળસુ બેશી રહેવું-સારા ખુશીના અવસર વગર વજંતર કે વગર વજનતરે વખત કવખતની બંદગીની જગે ગાનુ ગાઈ જીવને રીજવવો-મરદોએ ઓરતોની માફક ગાનુ ગાવું.
નરસુ ખાવામાં સંભાળ રાખે ને નરસુ કરવા કે બોલવામાં બેદરકારી રાખે.
નેક ખસ્લતથી બેગાનાઓબી સગાં થાય-બદ ખસલતથી પોતાનાઓબી દુર થાય.
ન પહોંચે તુને કદી શરમંદગી ઇઆર-કરે જો તું રાસ્તી હમેશ અખતીઆર.
નીરાંત કરતાં નામોરાદી વધારે દુખી કરે.
નેક ખસલતને તારો વજીર કર, કે તેથી બંને દુનીઆમાં તું માન મેળવશે.
નામે નવસારી ભારી, તે કરતાં ગણદેવી સારી.
નીરદોષ ને સુખવાસી બચ્ચાંને સઉ રમાડે.
નીરભયપણું એ મનુશનો કટો વેરી છે.
નદીનો પ્રવાહ તનખું દેખાડે.
નહી મળે તેવી ચીજની ઇચ્છા-નહી આપી શકે તેવી ચી-

જની માગણી-જોખમ ભરેલાં કામની જામીનગીરી-
એ ખોટી આશા જાણવી.
નાલાએક ફરજંદ હાથની છઠી આંગળી જેવું છે, જો તે
કાપી નાંખીએ તો દુખ થાય ને રાખીએ તો એબ
જણાય.
નાંની ચીંગારીને તરત દાબવી, તે વધી જાય તો નદીના
પાણીથીબી બુજાવવી મુશકેલ થાય.
નફટના ગામમાં નકટા વસે, ધબ્બા પડે ને ખડખડ હસે.
નરેણીથી તો નખજ ઉતરે, કંઇ માથુ બોડાય નહી.
નરને હજાર હુનર.
નામરદની ઢાલ છળ પરપંચ.
નામથી નહી પણ કામથી ડર બતલાવો.
નથુ ભગત.
નામ સાંભળીનેજ મરચાં બાળે.
નીતિ હોય ત્યાં રીતિ હોય.
નફકરાને મસીદમાં દીવો કરવાનું કામ સોંપવું.
નહી પાને નહી પુસતકે, નહી બાપ દાદાને વારે, તે મા-
નવામાં કેમ આવે.
નાકે જીભ લગાડવી.
નોસાકરા એંતાલ તે શાથી? ખરૂં બોલવા ચાલવાથી.
નવા રાજાના નવા હોકમ.
નેકી તેમ બદીનું મુળ પૈસાથીજ.
નાક ઉપર માખ નહી બેસવા દે, એવો મીજાજ રાખે ને
જરૂરને વખતે હીચકારાપણું બતલાવે.
નાક ઉપર માખ બેસે તો નાક કાપે.
નાખતી કરવી એ સુલેહ સાચવવાની ગુપત રીતી છે.
નફકરાને ઉંઘ ઘણી ને નરોજીઆને ભુખ ઘણી.
નખસેતર વરશે પુનરવશુ તો રોપે તસુએ તસુ.

૫.

પેટનો બલ્યો ગામ બાલે.
પ્રેમ કરવાથી સઉ મોહ પામે.
પરવારતો વાણીઓ કાટલાં તોલે.
પરવારતો નીંદા કરી વખત કાઢે.
પ્રમાણીકને સૌ ચાહે.
પેહલું સુખ તે જાતે નરો, બીજુ સુખ ઘર ભલાં છોકરાં,
 ત્રીજુ સુખ પડોસી ડાહ્યા, ચોથુ સુખ સદગુણી નાર.
પોતાનું નામ ને બીજાનું કામ.
પંચ ત્યાં પરમેશ્વર.
પરોણીને નાતરે દીધી.
પૈસો મારો પરમેશ્વર ને બાયડી મારો ગુરૂ, સાધુ સંતો
 છઇઆં છોકરાં, સેવા કેની કરૂ.
પોચી મટોડી કોપરીએ ખણે.
પીડા માથેથી ઉતરી પગે વળગી.
પોતપોતાની જાતપર જાય.
પરાએ હાથેજ કાન વીંધાય.
પોતાના પેટની આગ પોતેજ જાણે.
પ્રધાનની બુદ્ધી શત્રુ સાથે સુલેહ કરવામાં, ને વૈદની બુદ્ધી
 રોગીને સાજો કરવામાં.
પોતાની કબર પોતેજ ખણે.
પોતાની માયને કોઈ ડાકણ કહે નહી.
પડયાપર પાટ ને દાઝીઆપર ડામ.
પટેલની ધાક પાદર સુધીજ.
પથર ઉપર પાણી.
પથરને લાત મારે તો પગ ભાગે.
પણોતો પુત પારણેથીજ જણાય.
પત ગઈ તે પાછી આવે નહી.

પડેગી જબ બુજેગી.
પઢેલ કરતાં કઢેલ અડકો, તેથીબી ફરેલ અડકો.
પૈસા કરતાં અકલ બડી.
પાઘડી પેહરાવવાથી માટીડો નહી થાય.
પગ જોઇ પાંથરણું તાણવું.
પારકે આધારે જીવવું તે પોતાની નબળાઇથી અથવા
હરામખોરીથી.
પગ તલે બલે ને લંકા હોલવવા જાય.
પીરની મોટાઇ મુજાવર વધારે.
પગે માંછલાં મારે ને મહોંડે રામ પોકારે.
પાંચ આંગલી સરખી નહી.
પરાઈ આશ સદા નીરાશ.
પાપીને તેનુંજ હૈયું ડંખે.
પાણીમાં રહેવું ને મગર સાથે વેર.
પાછલા દહાડાની તજવીજ રાખજો.
પાપ કદી છુપું રહે નહી.
પૈસાને હૈડે ધરી ડાકટરને ભરે.
પૈસો પૈસાને વધારે.
પૈસો પ્રમાણીકપણે મેલવેલોજ સંતોષ આપે.
પાપ થોડો વખત ફાવે, પણ તેનું શેવટ દુખમાંજ આવે.
પાપી ફુલે ને ધરમી સુકાય.
પકકો વીચાર કરવા વગર કીધેલું કામ પશતાવો કરાવે.
પાપ બોલે નહી પણ બોરે.
પાલેલો કુતરો પગ કરડે.
પેહલાં ખેશ પછી દરવેશ.
પૈસા ને દીલગુરદો, ત્યાં પરોપકાર.
પોતે કાચના ઘેરમાં રહેવું ને રાહદારીને પથરા મારવા.
પાપીને તેના પાપેજ મરવા દો.

ફાગના મરીઆં પેટ ગમી વલે.
પાડાને દુખે ને પખાલીને ડામ.
પાડાવાલોભી અસવારમાં.
પાણી પેહલાં પાલ બાંધવી.
પરાઇ ગાય પરાયું ખાય હાંકે તેનું નખોદ જાય.
પેહલી રાતે મરે તેને કયાં લગી રડે ?
પેહલે દહાડે પરોણો, બીજે દહાડે પાઈ, ત્રીજે દીને સ-
મજ્યા, પણ ચોથે દહાડે કાઢવો બોચી સાહી.
પોતાની ખામી પોતે જોઇ શકે નહી પણ તે પારકો જુએ.
પથાનકું જાને દો ઓર સુઇકુ મુડા દો.
પેટમાં દુખે ને કપાલ કુટે.
પેટે બોલુ પંચી.
પેટ કરાવે વેઠ.
પારકે પૈસે દીવાલી.
પીઠ પછવાડે પાદશાહનેભી બોલાય.
પોતપોતાની રસમ પ્રમાણે ચાલવું.
પૈસાથી મોટા ડાહ્યા, પૈસાથી બીજાને પીડા કરે, પૈસાને
લીધે બલવાન કહેવાય, પૈસા જતા રહે ત્યારે નકા-
મો કહેવાય.
પંચની બોંહે લાંબી.
પુછતાં પંડીત થાય.
પરોણા ચાકરી કરવી—આવો બેસો, પાણી બાણી પાસો,
રહેશો કે જાશો ?
જવાબ—આવ્યા છીએ તો મહીનોક ખાન રહીશું—
જમશું ત્યારે પાણી પીશું.
પૈસા સારૂ ધરમ ને કુટુંબને છોડે.
પૈસા ચાહે તે કરે.
પડતી પર પચાસ.

પૈસાને મેલવતાં દુખ, રાખતાં દુખ, ખરચતાં દુખ ને
 તે જાય તેમાં પણ દુખ.
પેટમાં હોય તેને ભરોસે કેડપરનાંને મારવું.
પથર તલે હાથ આવ્યો તે કલેવલે કાઢવો.
પરમેશ્વરને પારકું કોણ ને પોતાનું કોણ?
પડશે તેમ દેવાશે.
પંચકી લાકડી ને એકકા બોજ.
પરણીઆને પાલે ને જણ્યાને જીવાડે તેમાં નવાઈ શું?
પાડોસી પાસે સાપ મરાવવો.
પહરે ફારસી ઔર બેચે તેલ.
પાણીજ પાણીનો માર્ગ કરે.
પાદશાહ ત્યાં બજાર.
પારકી લેખણ પારકી સાહી, મતું કરો લાલજી ભાઈ.
પાપ કરી વીસરી ને પુણ કરવા નીસરી.
પાગડીનો વલ છેડે નીસરે.
પતાલ પાણી ચલાવે ને મોરી કોરડી રાખે.
પડોસીની હવેલી જોઇ પોતાનું જુપડું તોડી પાડવું.
પેઆરથી માણસોને જાનવરો પણ વશ થાય.
પોતાના ધરમ, કોમ અને દેશનાં ભલાં માટે જે રાત દહાડો
 તન મન અને ધનથી ચુપચુપ કોશેશ કરે, તે ખરો
 બંદો.
પાણી પીને ઘર પુછવું, ને દીકરી દઇને કુળ પુછવું.
પુછતા નર પંડીત.
પેહેલું સુખ તે જાતે નરા, બીજું સુખ ઘર સપુત દીકરા,
 તીજું સુખ કુળવંતી નાર—ચોથું સુખ કોઠીએ જાર.
પોતાને હાથે પગમાં કુહાડી મારે.
પરણેલી તો જેવી તેવી, પણ નાતરેની તો જોઇને લેવી.
પાપ સાથે મુશ્કેલી જોડાયલી છે.

પરણેલા નહી પણ જાને તો ગયલા.
પોપટ બોલવા શીખીને બંધીખાને પડે.
પોતાની ચુક કબુલ કરવામાં જબરી મોટાઈ છે.
પુરાણો દોસ્ત નવા દોસ્ત કરતાં વધારે ઉપયોગી છે.
પેહેલું દુઃખ બારણે તાડ, બીજું દુઃખ પડોસી ચાર, ત્રીજું દુઃખ ગાંડે ચાંદુ, ચોથું દુઃખ બઇરૂ માંદુ.
પોતાની મેળે આપે તે દુધ, માગવાથી આપે તે પાણી, ને જોરથી લીધેલું તે લોહી બરાબર.
પવીત્રાઇ વગરની ખુબસુરતી તે વાસ વગરનાં ફુલ બરાબર.
પવીત્રાઇથી ચાલનારને લોક ચરચાની ધાસતી નથી, કારણ કે ધોબી લોકો મેલાંજ કપડાંને ધુવે છે.
પરવારતા બેસો તો દાનાઇ મેળવવાની કેતાબો સાથે વાત કરો.
પૈસા વગરનું માણુસ ખોટા રૂપીઆ જેવું.
પારકાઓને નસીયેત કરવાથી પોતે નેક કહેવાય નહી, પણ પોતેજ નેક કામો કરવાં જોઇએ.
પેટને વાસતે ગોલામગીરીબી કરવી પડે.
પોશાક ને ચેહેરાની ટાપટીપ મરદોને છાજે નહી.
પોતાનું ભલું કરનારની તારીફ કીધાથી તેની મેહેરબાની બેવડી વધે.
પોતાનાજ ધરમ પ્રમાણે ચાલવામાં મન ધણુપચુ રાખવું નહી.
પડતાને પાટુ.
પૈસાથી દોસ્ત ને સગાં ઘણાં થવા આવે.
પતીવ્રતા ઓરત પોતાની ખુબસુરતી ને શણગારથી પારકીઓ સાથે નખરાં કરે, તે કરતાં વેશીઆ ભલી કે તે તો તેનો પેશાજ છે.
પવીત્રાઇથી ચાલવાની નાનપણાથીજ તબે પાડો.

પૈસો ઉડાવો નહી-માગનારનો તગાદો નહી-તનદરૂસ્તીનો બીગાડો નહી,-વૈદની ખુશામત નહી.
પોતાના ધરમ અને કોમની રીતભાતે વરતવામાંજ સંતોષ મળે
પુઠે હાથ ને જુમેરાત, તેવાને બાઇડી જોઇએ કે ?
પરદેશમાંબી કામની-ભલી ચાલ ચલણ નમનતાઈ, સચ્ચાઇ મીલનસારી.
પારસી ને ભલું જોવાની આરસી.
પાંચે આંગલી સરખી નહી.
પોતાના કરતાં વડાને મોટાઇ આપવી-બરોબરીઆ સાથે ઇનસાફથી ચાલવું-ઉતરતાઓને ઉમેદવાર કરવા, એથી ભલાઇ વધે છે.
પશુ અને પક્ષીઓને ખોરાકથી અને માણસો ઉપર આભારે કરવાથી તાબે કરી શકાય.
પારકા ધરમમાં શ્રીમંત થવા કરતાં પોતાના ધરમમાં ગરીબ રહેવું ભલું-ધરમ ત્યાગ કરતાં શરીર ત્યાગ (મરણ) વધારે સારૂં.
પોતાની કરેલી યુકતીમાં પાર પડે તે ડાહ્યો-ને ફસી પડે તે મુરખ.
પવન કરતાં મનની ગતી વધારે.
પૈસે આઈ, પૈસે બાઇ, પૈસા વગરની નહી સગાઇ.
પૈસાથીજ જીવાતું હતે તો તવંગર મરતેજ નહી.
પગમાંનું ખાસડું પગમાંજ રાખવું.
પુનરવસુ રોપાવે તસુએ તસુ.
પુરાબી હોય ત્યાં ખુરાબી હોય.
પોતાનો સ્વારથ નહી સમજે તે મુરખ.
પૃથ્વીમાં ભલાભલી છે.
પાણીને મુલે જે સસતું મળે, તે ભરોસા ભરેલું નહી.

પાન સડે, ઘોડા અડે, વીદ્યા વીસરી જાય, અંગારે રોટી
 જળે. તે કેમ ?
 જવાબ—ફેરવ્યા વગર રાખવાથી.
પૈસો પંખેરાં જેવો છે, ઘડીમાં આ ઉપરથી પેલાં ઝાડ
 ઉપર ઉડ્યા કરે.
પાણી વલોવે માખણ નહી નીકળે.
પડી ગયા તો કહે કે દેવને નમસ્કાર કર્યા.
પરહેજી એ ઉત્તમ ઓસડ છે.
પુછતાં પુછતાં લંકા જવાય.
પહેલી પુંજા પેટની.
પારકાની પીઠ જોય, પોતાની નહી.
પાયો ઘસે તો ઘર પડે.
પૈસાથીજ કંઇ સદગુણી કહેવાય નહી.
પૈસાના સઉ ગોલામ, તેમ પૈસાથી શેઠજી કહેવાય.
પહરેલ કરતાં કહરેલ અને કહરેલ કરતાં ફરેલ વધતો.
પૈસો ખોહતાં ખરા દોસ્તને નહી ખોવો—ખરા દોસ્તને ખોવો
 પણ હીમતને નહી ખોવી.
પંતીઆળુ અંતે આરૂં.
પાપથી મેળવેલું સાત પાંચ ખાય ને ભોગવે મેળવનારો.
પેઆરથી ઉધરે ને લાડથી બીગડે.
પાળે તેનો ધરમ.
પીઠ ઉપર મારો પણ પેટ ઉપર નહી.
પાપથી મેળવી ધરમ કરવાથી સ્વર્ગ જવાય નહી.
પાણીચું આપ્યું.
પાશેર તે દારૂ, અછેર તે વારૂ, પોણો શેર તે શરાબ, ને
 શેર પીએ તેનું ખાણું ખરાબ.
પુછે તેટલું ખુંચે.
પુંજી ઘટી ને ઉંઘ વધી.

પેજ પીને ત્રેજ રાખે.
પડે પાસો તો જીતે ગમાર.
પરણ્યા અગાઉ અધરણી.
પરણેલી દીકરી પહેરોણા જેવી.
પલક દરીઆવ.
પીતમ પાસ હુએ, દુર મત ધુંડો.
પરદામાં છુપાઇ પથરા મારવા.
પુત્ર તેને કહીએ, જેથી માબાપને આનંદ.
પાપી માણુસો બાહેરથી પરહેજગારી ઘણી દેખાડે.
પૈસાવાળા વાંજીઆ, ને નરોજીઆને છોકરાં ઘણાં.
પૈસા આપીએ પણ ભેદ નહી આપીએ.
પવીત્રાઈ અને સત્યતા એજ દુનીઆની આબાદાનીનું મુળ છે.
પડોશીનો પૈસો નહી, પણ પડોશીનું સોજ લેવાએ.
પોલીસ જાનમાલનો સંભાળ કરે પણ આડે મારગે હેરાનબી કરે.
પડોશી સાથે લડવાનું બોનું-આવ પડોશી આપને લડીએ; પડોશી કહે લડે મારી બલા.
જવાબ—બલા તો તારેજ ઘેર. એથી લડાઈ શરૂ થઈ.
પોતાનાં ઘરમના તેહવારો સઉને પેઆરા.
પાસે નહી કોડી ને બજાર જાય દોડી.
પોબારા માપી ગયા.
પારકા મરદો સાથે ધંધો કે મજુરી કરે તે જુવાન ઓરતોનું પતીવ્રતાપણું જોખમમાં હોય.
પીંજીઓ પીંજ્યો, ને રૂનો રૂજ.
પહોંચો આપતાં હાથ લે.
પગે માછલાં મારે ને મોઢે રામ પોકારે.
પેટ ભરવા સારૂ કુલને કુબાડે.
પૈસા કરતાં આબરૂ અદકી.
પડી તે પેટ બરાબર.
પાપ કરી વીસરી ને પુન કરવા નીસરી.

## ફ.

ફરજનું કરજ સૌને માથે હોય.
ફરે તે ચરે ને બેઠેલો ભુખે મરે.
ફુલે તેટલું સોહાગ.
ફુલણજીને સૌ આંગલી દેખાડે.
ફાટું ફાટું બકે તેને સૌ ધીકકારે.
ફાવે તે ડાહ્યો.
ફાલતું હોય તે ગરજવંતને આપો.
ફાગણ મહીનો રંગ રાગનો, તેમ ફાટું ફાટું બોલવાનો ખી.
ફાસટ જાય તેટલા થાકે.
ફફરી ચટકીને જે કરે તે અંતે ફરી કરવું પડે.
ફોકટ બીસની.
ફુલેલો દેડકો.
ફકીરા મસીદ, જ્યાં પડયા ત્યાં નચીંત.
ફુટી ખમે પણ આંજી નહી ખમે.
ફરસુદનો વખત દાનાઓની સોબતમાં ગુજારવો.
ફારસી શીખવાથી નીતિ મહલાજો ને અદબ.
અંગ્રેજીથી છુટાપણું, તકોબરી, ઈતરાત ને બેઅદબી.
ફરતું ચક્કર કોઇને નેહાલ કરે ને કોઇને પાયમાલ કરે.
ફલવંત જમીન ખેડવા વગર ને માણસ કેળવણી વગર નકામાં,
ફુલ, દાંત, પુત્ર, રાજા અને ગુણો, એમાં મોટું કોણ ?
જવાબ—ફુલ મોટું કપાસનું, દાંત મોટા તે હળ ખેડવાના, પુત્ર મોટા ગાયનો, રાજાઓમાં મોટા મેઘરાજા, ગુણમાં મોટો તે હીંમતવાન.

ફ્લુસ મારીસ.
ફુલ નહી ને ફુલની પાંખડી.
ફ્રુટ વેચનાર કોહેલી કે સડી ગએલી ફ્રુટ પોતે ખાઇ
  મનમાં મગન થઈ બોલે કે પૈસા ગવાઈ ગયા.
ફરજ પડવેથી અણુગમો છતાંબી કરવું પડે.
ફાયદો એજ પહેલો કાયદો, બીનફાયદો તે બીન કાયદો.
ફુવાના બાપનું શરાધ.



## બ.

બોલે તેનાં બોર વેચાય.
બકરી કાઢતાં ઉંટ પેસે.
બધા દરમાંથી લેત્તા મલે નહી, કોઇમાંથી સાપ નીકલી
આવે.
બલથી ન થાય તે કલથી થાય.
બેની લડાઇમાં ત્રીજાનું કામ.
બાંધી મુઠી લાખની.
બાર ગાઉએ બોલી બદલાય.
બધા ઘાટ ઘડયા ને ખીલે આવી અટકયા.
બીલાડી મોજાં પેહરે તો ઉંદર નહી પકડાય.
બે મહોંડાની ચકરાંત.
બણ્યા એસા ભોલા કે લવંગમે પેસા તોલા.
બેહડાં ઉપર બેહડું તેનો પાણીઆરીનેજ માથે ભાર.
બેસીએ જોઇ તો ઉઠાડે નહી કોઇ.
બેઠા કરતાં કામ ભલું.
બાપનું બારમું ને પાડોસીનું ઘર વારેવાર મલે નહી.
બોલનાર બે ખાય.
બોલીને નહી પણ કરીને દેખાડવું.
બચ્યું જે આપણું હોય તેજ ખરૂ બચ્યું.
બે ઘરનો પરોણો ભુખે મરે.
બાહાર ઉપર આવેલો બાવલીઓબી શોભે.
બીબી સેજ લાયક ત્યારે મીઆં ઘોર લાયક.
બડેકે ઘરમે પેડના સહેલ ઓર નીકલના મુશકેલ.
બોલો તેમ ચાલો.
બેહેરો બે વખત હસે.
બીલાડીને આદુ પચે નહી.

બાર મન તેલે અંધારૂં.
બેવકુફોથી ધુતારા કમાઇ કરે.
બાપ મરે ને દીકરો ઘોડે ચહડે.
બધાંનો અંત લાગે પણ માણસના મનનો અંત લાગે
નહી.
બાપ મરે બમણા આપવાની શરત.
બુરાઇ ત્યાગ કર અને તું માન મેલવશે.
બાહારે ગાંડ પુરો.
બડા ઘેરમે ભુતકા ડર.
બચું દુધમાં પાણી નમાવી તે પાછું કહાડી નાંખવા કહે.
બચ્ચાંઓની રમતમાં દેડકાઓનું મોત.
બહોલાં કામોમાં બહોલી ચીંતા.
બગલા ભગત.
બોલે હસી હસી, નાક કાપે ધસી ધસી.
બુઝોરગી ઉમરથી નહી પણ અકલથી.
બેઠેલાની આગલ ઉભેલાનું નહી ચાલે.
બે હાથ વગર તાલી વાગે નહી.
બડેને બડેકુ પીછાના.
બુંદસે ગઇ સો હોજસે આનેકી નહી.
બદનીય્તથી બરકત જાય.
બારા કોસકા માંડવ.
બાયડી આગલ ગમે તેવા શુરા અને બુદ્ધીવાનોબી હલકા
થાય છે.
બીજાનું ભલું કરવું એ મોટું પુણ્ય છે.
બલિયા સાથે બાથ ન ભીડવી.
બરી ફજર, હાંલ્લીમે નજર.
બલતું ઘર કરશનને અરપણ કરવું, અથવા ભાડે લેવું.

બલિયાના બે ભાગ.
બલતાં ઘરનો જે વાંસો બચીઓ તે ખરો.
બાવો બેઠો જપે ને જે આવે તે ખપે.
બાંધી મુઠી લાખની, ને ખોલે તે ખાકની.
બહાર બડાઈ ને ઘરમાં લડાઇ.
બહાને મોત ને સંજોગે રજક રોજી.
બાર ભઇઆ ને તેર મુલા.
બહારની ડોસીને બાળવા જાય ને ઘરની ડોસીને કુતરા
ખાય.
બ્રાહ્મણના વરામાં કુતરાં ભુખે મરે.
બારસે ચુવા ખાકે બીલ્લી હજકુ ચલી.
બાપ મરેગે જબ બેલ બાતેંગે.
બેહન કહીને બેસાડે ને વહુ કહીને ઉઠાડે.
બોત ગઇ થોડી રહી.
બધા દાહાડા ઉઘાડે પગે ફરે ને ચોમાસામાં જોડા પેહરે.
બેકાર બેસી રહેવાથી ભુંડાં કામ સુજે.
બદસુરત બાયડી કહે હું મોહો કોને દેખાડું. તેના ખાવંદે
જવાબ દીધો કે ગમે તેને દેખાડ, પણ મારેથી
છુપું રાખ.
બે દીન મેહેમાન, ત્રીજે દીન બેઇમાન.
બુઢાપાનું કામ જુવાનીમાં કરી લે.
બોલવું એવું કે બીજાઓ ખુશી થાય, નહી કે તું પોતાને
ખુશી કરવા બોલે.
બાલથી શીર શોભે, આંખથી જગ જોવાય, કાનથી ભલી
વાત જણાય, નાકથી દુરગંધી પરખાય, પગથી પૃ-
થ્વી ફરી શકાય, હાથથી ભલું કામ કરી શકાય પણ
પેટની વેઠ એજ દુઃખ થાય.
બેફીકર સુખી શામાં ?

તો કહે, નહી વેપાર ધંધો કરે તેથી, ભીખ માંગી ખાય રોટલા, ને રાત પડે સુવે ઓટલા.
બુરી સોબત કરતાં એખલું રહેવું ભલું.
બુરૂ વમાસવું, બોલવું ને કરવું, તેનું પરીણામ એજ દોજખ.
બચ્ચાઓના નામ પોતાની કોમના આગલા પાછલા થઈ ગએલાં નામીચા નર નારીઓનાં રાખવા
બુરી ખસલત તેજ દોજખનો રસતો.
બલીએલ પાસ માગવું તે બેહોરમત થવા જેવું છે.
બુરાઇનો બદલો અંતે મળશે.
બજારમાં જે નવરો બેસે તે કોઇને ભલું ને કોઇને બુરૂં કહેશે.
બેકાર ધંધાની ફીકરમાં મરે, ને તવંગર મોટી મોટી વાતો કરે
બોલાવ્યા વગર જવામાં ઇજત નહી.
બંદગી, ખેરાત ને ખોદા તરફની ફરજ એનું સરવેને માથે છે કરજ.
બોલ બોલતામાં સમજી જનાર, ઇશારતથી પામી જનાર, એવા માણસો સાથે વાત કરવામાં માન છે.
બલજો નાદાન દોસત, કોઈ દીન માથું કપાવે, મરજો વેરી દુશમન, કોઇ દીન ફાંસી ચહડાવે.
બલજો તે દોસત કે જે આપણી પાછળ ભુંડું બોલે.
બલ્યું ખારૂં પાણી કે જે કોઇના પીધામાં નહી આવે.
બળી સુમની દોલત કે જે કોઇને કામ નહી આવે.
બલ્યા ભુંડા મરદ, જે પરાઇ ઓરત ફુસલાવે.
બળજો લાંચીયા, જે લાંચ લઇ એકની ખાતર બીજાને ડુબાડે.
બલ્યું બુરૂં નસીબ, તે સારૂ કાહાં સુધી રડશે, અરધી રોટલી તે આખી નહી થશે.

બેહયાનું કપાય નાખ તો પણ નહી શરમાશે, કાંકને દેખાડે
આંગલી તો તેનું મોત થશે.
બુરો દલીદર તેજ છે, કે જે બીજાને સારૂં પૈસા રાખી
પોતે આપદા ભોગવે.
બચ્ચાંને ઉસતાદ કેળવે છે તે જેમ ચાબુક સવાર વછેરાને
કેળવે છે તેમ.
બદકામો કરે ને બદ સોબતમાં ફરે, છતાં ધાસતી રાખે કે
રખે મને કોઇ બુરૂં કહેશે !
બદકારોના મરણથી ભલાંઓને આસુદગી મળે છે.
બુઢાપાના વખત સુધી એલમ શીખનારા એવું કહે છે કે
હજુ હું નાદાનીમાંજ છું.
બદનની તવંગરી માલ ખજાનાથી ને મનની તવંગીરી
એલમ હાંસલ કીધાથી છે.
બેગાનાઓ સાથે બાગમાં રહેવા કરતાં દોસતો સાથે બં-
ધીખાને રહેવું સારૂ.
બખશેશ કરીને પાડ ચહડાવતા ના.
બે જણ પોતે પોતામાં લડશે તે કોઇ દીન પાછા મળશે,
ને જે વચમાં શેતાની કરશે તે અંતે ખાસડાં ખાશે.
બખીલ નખા ગયા, ન લે ગયા, ન ભલાં કામકું દે ગયા,
મર ગયા સો દોજખમે ગયા.
બંદગી ગુનાહ કરતાં અટકાવે, પણ ગુનાહ બંદગી કરતાં
અટકાવે છે.
બાઇડી કે જે પોતાના ચેહેરાના શણગાર ઉપરજ ધેઆન
આપે તે પોતાના ઘરનો કારોબાર વીસારી મેલે.
બખીલની દોલત તે વરસાદ વગરના વાદળ જેવી છે.
બખીલોને દોલત-લોભીઓને સત્તા-બદનીતીની ખુબસુરતી,
નીચ માણસને ઓધો, એ ધાસતી ભરેલું છે.
બદનનો શણગાર કીમતી પોશાક પહેરવા કરતાં વિદ્યાથીજ છે.

બેઉ બાજુનું સાંભળવા વગર એકતરફી મત બાંધવું નહી.
બેદરકાર બન્યાથી બદ દીઆનતની જાળમાં સપડાઇ જવાય.
બધી બાબતમાં કરકસર કરજો પણ કેળવણી ઉપર ખ-
રચ કરજો.
બેઅકલી સાચા જુઠાનો ફરક સમજે નહી.
બેઅકલીને ગામની ભાંજગડ.
બઉતા તન, મહા બળવાન.
બેહેલી ગુરડો.
બાવા આદમને વખતનું.
બદકામ પોતે કરે ને ગાળ દે શેતાનને.
બગ ભગત.
બીહે તે બમણો માર ખાય.
બહુ દોડે તે પાછળ પડે.
બ્રાહ્મણ તો પરણાવી આપે, કંઈ ઘર માંડી આપે નહી.
બીજાઓનો અનુભવ જોઇ ડહાપણ શીખો.
બોલે બોલના પૈસા વકીલ માંગે, તેઓથી બોદા પનાહમાં
રાખે.
બીકુટ વાજું.
બાહેર લોકોને દેખાડવા જે કંઈ કરો તે અંતે બોટુંજ ઠરે.
બોહોળાં વાંચનથી મેળવેલો અનુભવ એજ મોટી કેળવણી.
બધું જીતાય પણ મોત જીતાય નહી.
બાર મહીને ૨૪ રૂ. રલી લાવેલો તે ૭ મહીના બેસી
ખાવા નહી કે ?
બડેને બડેકુ પીછાના.
બીજાને જે કામ મુશકેલ લાગે તે માહવેરો મેળવનાર
સહેલથી કરે.
બચ્ચાંને આઇ વહાલી કે ખાઈ વહાલી ?

બારભાયાનું રાજ.
બચ્ચે બાલેકા ખેલ.
બીલાડીના પેટમાં ખીર ન ટકે.
બીલાડી નબળી હોય તે અપશકુનમાંથી તો ન જાય.
બચ્ચાં વગરનું ઘર સુણું.
બચ્ચાં તો માના પેઆરથીજ ઉધરે.
બંને ગમ છાતીએ હાથ મુકે તેનો વીશવાસ નહી કરવો.
બધો ભવ રલેઓ ને પારકે પૈસે બલેઓ.



## ભ.

ભલાનો હાથ તંગીમાં ના હોતો.
ભીખની હાંલ્લી સીકે નહી ચહડે.
ભુખો કુતરો ધુળ ચાટે.
ભોંયે પડેલા કાંઈ ભોંયેજ પડયા નહી રહે.
ભાંગી હાલ્લી ચુહલે ચહડે નહી.
ભુખે ભરકું ભાવે, ઉંઘ ઉકરડેબી આવે.
ભોગ ફુટે વૈદ ભેટે.
ભુડા છોકરાથી કુલને લાજ.
ભલાની દુનીઆ નથી.
ભુડાની ગમે તેવી પ્રીત કરો પણ અંતે તેમાં નીષ્ફલ-
તાજ મળે.
ભરતી, ચહડતી ને પડતી ત્રણે કાયમ રહેતી નથી.
ભેંસના સીંગ ભેંસનેજ ભારી.
ભલે નામ કે બુરે નામ.
ભરયામાંજ ભરાય.
ભુલા ચુકાનો માબાપ.
ભાયગ ઉપર ભાવ મુરખ રાખે, ઉદ્યોગ એજ ભાયગ.
ભેંસની આગમજ ખુંટો.
ભુખો શું પાપ કરશે તેનો વીશવાસ નહી.
ભુખે મરે ને મોજ કરે.
ભણ્યા પણ ગણ્યા નહી.
ભલા કામમાં ઘીલ કેવી ?
ભાઇ કયાં તો કહે જ્યાંના ત્યાં.
ભુંડાને ભલાઇથી મારવો.
ભલાઇનો બદલો અંતેબી મલે.
ભુખ ને ગરજ એ મોટું દુખ.

ભલા કર ભલા હોગા, સોદા કર નફા હોગા.
ભાયગવાનના ઘરમાં પુતળી રલે ને ભુતળી રલે.
ભુત કરતાં ઠાકણ ડાહી.
ભરમ ભારી, ને ખીસા ખાલી.
ભરોસાની ભેંસે પાડો જણ્યો.
ભેંસનું પુછડું ઘરી નદી પાર જવાય નહી.
ભાત, ચારણ, ને કુતરૂ ઘેરી બેસે બાર, ખાય પણ ખીસે
નહી, લાજે નહી લગાર.
બેલમ બેલ્લાની જાત્રા.
ભણે ભણે ને ભુલે.
ભલા ભલી પૃથ્વીમાં છે.
ભઠીઆરો ભુખે મરે.
ભાંગી પણ ભરૂચ.
ભાગી ધાડ ઢેડવાડે.
ભુતનો વાસો આંમલીમાં.
ભુલ ચુક લેવી દેવી.
ભુડાથી ભુતળી નાહસે.
ભોગવે તે ભાયગશાળી.
ભલાં કામો કરનારાઓને શાબાશી.
ભુખ વગરનું ખાવું ને મન વગરનું ગાવું, એ ખુશ લાગે નહી.
ભલમનસાઇથી મીત્રો વધે, ને તકોબરીથી દુશમનો વધે.
ભુખ ગઈ ને ભોજન મળે, થંડક ગઈ ને કાંચરી મળે,
જુવાની ગયા પછી બાઇડી મળે, એ ત્રણે નકામાં.
ભોળો તે ભુંડાનો ભાઈ.
ભુખ કરતાં જે વધુ ખાશે તેને અંતે દુખ પેદા થાશે.
ભુંડાને ભલો કેહેવા કરતાં ભલાને ભુંડો કેહેવું ભલું.
ભુખે પેટે પાણી પીવું નહી, કઠણ ભોંયપર સુવું નહી, ને
તાણીને બોલવું નહી.

ભરેલે પેટે નાહવું નહી, સુકું વાસી ગોસ ખાવું નહી.
ભલા કામો કરવાનું નહી બને તો બુરાં કામોથી દુર રહેવું.
ભુંડાંને પાળવા તે ભલા ઉપર જુલમ કરવા જેવું છે.
ભાજે નહી તેટલાં ખોખરાં કરે.
ભુંડો ભઇઓ બઇરીપર શુરો.
ભાર થાય તે પણીઆરીનેજ માથે.
ભલાંઓ અને ભલાં કામો કરનારાઓ પોતાની હઇઆતીમાં તંગીથી ભોગવી જાય પણ પાછળથી તેઓની કીરતી હમેશ ગવાય.
ભારે ગાજવીજ અને વા વજોડાંથી હવા સ્વચ્છ થાય.
ભુલ કરીને માફી નહી ચાહે તેની તરફેણ કરવી નહી.
ભલી ઓરત તે એક માદર. ભલા દોસત, અને ભલા ચાકર જેવી છે.
ભુંડી ઓરત તે એક ચોર, દુશમન તથા દુષ્ટ શેઠના જેવી છે.
ભલા ભલા જતા રહ્યા, જઇશું આપણ કાલ—પવન લહેરેપર આવતો ફુલે ભમતો કાળ—સમજ સમજ મન માનવી મોતનું ભય રાખ—કાલ વીશે કર કાળજી, થવું છે બલીને ખાખ.
ભોજનને માટે નીમખ જોઇએ, બોલવાને માટે કહેવત જોઇએ.
ભાયગમાં હોય તો ઘેર બેઠાં મળે.
ભોંસીઆં કુતરાં ટુકડે રાજી.
ભરયા પેટપર બેલથી ભારી, ને ખાંડ ખારી.
ભુત ને ડાકણુ ભોળાં માણુસોમાં વસે.
ભાઠાંની ખોટ અશાજણુ પુરે.
ભાડાંની વેહેલ ને ઉરાડી મેલ.
ભાડુત ને બાહાદુર.

ભુડાંને ત્યાં વીવાહ ને કફ઼ારી મેનીજ.
ભલા ભલા થઈ ગયા ને થશે.
ભુંડો બુરાઇ કરે તે અજબ નહી, પણ ભલો બુરાઈ કરે
તે અજબ.
ભલાં કામો કરવા તે ખોદાની બંદગી કરવા બરાબર છે.
ભુલયા ત્યાંથી ફરીથી ગણો.
ભલે નામ કે બુરે નામ.
ભાઈના મોસાળાં તેવાં બેનના ગીત,
ભુખ ગઈ ને ભોજન મળે તે નકામું.
ભણે ગણે ને દીઆનત બુરી.
ભણતાં પંડીત નીપજે, લખતાં લહીઓ થાય, ચાર ચાર
શાઉ ચાલતાં, લાંબો પંથ કપાય.



## મ.

મેહતાજી મારેબી નહી ને ભણાવેબી નહી.
મુરખને સઉ હીણુ.
મેહનત વીના ફ્લ નહી.
મોતમાંથી માંદમાં.
મુરખ હીરાની કીંમત શું જાણે ?
મુરખ મીઠું બોલી જાણે નહી.
માંદા ઢોરને બગાય ઘણી.
મહોંડેની યાદ ભુલાય પણ લખેલું ભુલાય નહી.
મન ચંગા સો કથરોતમે ગંગા.
મોંહપર મીઠું બોલનારા ઘણા, પણ હીત અરથે કડવું કંહેનારા કોઇકજ.
માંગવા વગર માંયબી પીરસે નહી.
મોચીના દેવને ખાસડાંની પુજા.
માણુસનું ધારવું ને ખોદાનું કરવું.
માથે પડવા વગર શીખાય નહી.
મેરી અધેલી મત ભુલીઓ,
મારે તેની તલવાર.
માં મેં બડા કે મેરા ભાઇ ?
મા કહે—એક ઢેર દુસરા કસાઈ.
મીઠાં ઝાડના ફ્લ ખાવાં, પણ તેની જડ ખોદવી નહી.
મુરખ આગલ ડહાપણની વાત કરવાથી તે કરનારનું મોહડું દુખે
મોંહડે મીઠું બોલે ને મનમાં ઝેર રાખે.
મહોંડું જોઇને તીલું.
મનાની ચીપ પરના ધાઇબોરા.
મન માન્યું ત્યાં જાત શી જોવી ?

મા મા ફેરવી તોલ.
મનમાંજ અદરાવું ને મનમાંજ પરણવું.
મનનું ધારેલું કોઈજ વખતે બને.
મઘમઘતી માલણ ને ગંધાતી માછણ.
મફતનું ખાવું ને મસીદમાં સુવું.
મુરખ માણુસ સદા કમનસીબ રહેતો નથી, અને ડાહ્યો
 માણુસ સદા ફતેહ મેલવતો નથી.
મુસાફરો અને જાનવરોને રાહત મલે તેવો ધરમ કરો.
મોટે ઘરના મેહેરબાઈ.
માણુસ જોઇને વાત કરવી.
મીઠું બોલી મતલબ સાંધે.
મસાલથી બીજાને ઉજેરડું દેખાડે પણ પોતે અંધારામાં
 ચાલે.
માણુસ માણુસમાં આંતરો, કોઈ જવેર કોઇ કાંકડો.
મુવા નહી કેહતાં "પાછા થયા" કહેવું.
માર ખુધુ ને કર રીધું.
મહોંડાપરથી માણુસ પરખાય.
મોંગા કર કર બેચીઓ.
મુખથી બોલત્રે ભંડોલ્ર જણાય.
મફતના લાડુ ખાય તે પસતાય, નહી ખાય તેભી પસતાય.
મધ હોય ત્યાં માંખી મલે.
માંગવું તે મરવા બરાબર.
મારથી ભુતબી નાહસે, માર નવમુ રતન છે.
મેઠી પાક જમાડ્યો.
મેહતાજીની શીખામણ નીશાળમાંજ.
માચીમાંનો માકડ.
માણુસ જોઇએ વસી ને સુનું જોઇએ કસી.
મારતેકી આગુ ઓર ભાગતેકી પીછુ.

મેરેકુ કોઈ નહી મારે સો મેં સારા ગાવકું મારૂં.
મરેંગે સો મરેંગે પણ હુજત નહી છોડેંગે.
મીઆંકુ જોર થોડા ઔર ગોસ્સા બોત.
મા જાણે દીકરો મોટો થાય ને જમ જાણે મારો દહાડે ભરાય.
મુફલેસી સાથે પાપ જોડાય છે.
મેલ કરવત મોચીના મોચી.
મગને ભાવે મરી
મક્ષીકી જાત છીંગા.
મોજ મોંઘી ને ફજેતી સસતી.
મેહનત બરબાદ ને ગુનાહ લાજમ.
મોંહડામાં ઇદ ને પેટમાં રોજા.
મનની અસર તન ઉપર.
માબાપ, ઉસતાદ, અને જે પરવરશી કરે તેનો ઉપકાર સદા માનવો.
મોટી આશા લાંબી ચીંતા ઉપજાવે.
મનમાં ધારેલું કે છુપું કીધેલું કામ કોઇ નહી જાણે, પણ તે ખોદા તો જાણે.
માણુસ માણુસમાં દુશમની તેઓના કામને લીધેજ.
મરતાં રહે તે વડો કહેવાય.
મીન ગબરડો.
મહાવરો પડવાથી ધારેલું થાય.
મેહનતનું ફલ છેક ખાલી નહી જાય.
મહારા દોસ્તોથી મને બચાવો.
મામાને ઘેર વીવાહ ને માંએ ભોજન પીરસે.
મારનારને સજા થાય તો પણ માર ખાનારને તો દુખ જેનું તેજ.
મીઠા ફલમાં સરોળી પડે છે.

મમતે ઘેરનું ને ગાંઠનુંબી જાય.
મનને ગમ્યું ત્યાં લોકની શી દરકાર?
મુઠીમાંનો જીતે ને ઓટીમાંનો હારે.
મેરા તો નીઆ ને તેરા બો કીઆ.
માંદા માણુસનું મન ઠેકાણે નહી.
માંગ્યું મોત આવે નહી.
માઠું થાય તે સારાને કાજે.
મીઆ તેબી મીઆ ને પીંજારો તેબી મીઆ.
મરદ મુછાલો, બલદ પુછાલો, ગાલ્લી ઉદારી ને બધરી
કુલારી.
મનની ભુખ તો શેરે શું વલે?
મસાણ ગયલાં મુરદાં પાછાં આવે નહી.
મરતોબી નહી ને માચશે ખાલી કરતોબી નહી.
મરનારને ઉચકનારની શી ફીકર!
માનીએ તો દેવ નહી તો પથર.
મારનારના હાથ પકડાય પણ બોલનારની જીભ નહી પકડાય.
માલ થયો વાસી તો લાભ ગયો નહાસી.
માલ ખાય માટીનો ને ગીત ગાય વીરાને.
મા જુવે આવતો ને બાયડી જુવે લાવતો.
મા બાપને નમે તે પેટ ભરી જમે.
મારવો તો સિંહ ને લુટવો તો ભંડાર.
મીયાને મલે નહી ને બીબીને ગમે નહી.
મુલાકાત દોસતીને સજીવન રાખે છે.
મોતને મુહુરત કે મુદત નહી.
મીઆ માંદા ને તંગરી ઉંચી.
મીઆ કોડયું ચાટે ને બીબીને મલીદો જોઇએ.
મુખમાં રામ ને બગલમાં છુરી, ભણે ગણે ને દીઆનત બુરી.
મુલમાં સાટું, કાંઈ તોલમાં સાટું નહી.

મુફીએ ખસતું તો આવે હસતું.
મેહર ત્યાં લેહર.
મોટા કરે મોટાઈ તે જોઈ ગરીબ જાય અટવાઇ.
મોટે ઘેરની મોટી વાત ને અરધી રોટલીપર આખી રાત.
માણસ પોતાના વચનોથી પોતાની લાએકાત જણાવે છે.
મીઠાસથી બમનું કામ થાય.
માર એ ચઉદમું રતન છે.
માથુ કપાય પણ નાખ નહી કપાવવું.
મોજ શોખના ખરચનું વીઆજ નહી ઉપજે.
મોતની ખોટ કદી પુરાય નહી.
માંદુ પરણાવી મરવાની વાત જોય.
મુરખો જમવાનું કરે તે ડાહ્યાઓ જમી જાય.
મા ભઠીઆરી ને દીકરા ફતેહખાં.
મરદ મરે માન સારૂ, નામરદ રડે નાન સારૂ.
મોટાઇના વખતમાં ગરીબાઇને ઇઆદ કરતાં રહેવું.
મોત ચોકસ છે, પણ વખત ચોકસ નથી, માટે સાવધ
રેહવું.
મોટાઓએ મોટાઇ પોતે બોલવી નહી, હીરો પોતાની કી-
મત પોતેજ કેહતો નથી.
મા બાપના ગુનાહાથી બચ્ચાંઓ ટોકાય.
મોટાઓને ફીકર ઘણી.
મોરનાં ઇડાં ચીતરવાં નહી પડે.
મસકેરી કરવી તે દોસ્તીનું જેહર છે.
મોટી દોલત મોટી ગોલામગીરી જેવી છે.
મુરખના હાથમાં દોલતનો ગેર ઉપીયોગ થાય.
મેં જાહેર મેરા સખુનસે, મેરા સખુન મુજસે.
મોટાઓના ગધેડા ચરાવવામાંબી ફાયદો.
માણુસ તેજ કે, જેથી બીજાઓને મદદ મલતી રહે.

મતલબીઆઓની સોબત કરતાં ભલા નીરદોષોની સોબત ભલી.
મરતબો ને ઇજત પોતાની કરણી અને કામ પ્રમાણે છે.
મલવા જવું તો જલદી ઉઠી આવવું.
મનની શાંતીથી ધારેલું કામ સુજે.
માહાવેરાથી મુશકેલ કામ સેહલું થાય.
મોટાને જોઇ નાનાને વીસારી દેતા ના.
મનનું દુઃખ કોઇ જાણે નહી.
માગીઉ મોત આવે નહી.
મરજો બદકાર છોકરી, જે મા બાપને એબ લગાડે.
મુઇ કમજાત બઇરી, મરદનું ઘર નહી જાલવે.
મરજો કમજાત પુત, જે તોખમનું નામ દુબાડે.
મરજો ભુંડાઓ, જે એને લડાવી મારે.
મરજો દગલબાજો જે દગો દીએ.
મરજો ચોર ચંદાલો, જે માલ હરામનો લીએ.
મરજો લુછાઓ, જે ગરીબોને સતાવે.
મરજો કપટીઓ, જે રાખે કીનો મનમાં.
મરજો હીજડા મરદ જે મોહો છુપાવે રનમાં.
મુવા તે બરીએલો, જે ભંગ કરાવે રંગમાં.
મુઓ જુઠો ચાતુર, જે ડોલ ઘાલી ફીસીઆરી કરી અકડે.
મુવા હઠીલા લોક, જે હઠ નહી છોડે, પોતે દુઃખી થઈ બીજાને દુઃખી કરે.
માથાનું દરદ કોગરો કીધાથી, પેટનો મરજ ઉલટી કરવાથી, બદનનો મરજ જોલાબ લેવાથી, ચામડીનો મરજ પસીનો પાડવાથી, ને રગોનો મરજ સંધરા મુકવાથી મટે.
મીઠું પાણી હોય ત્યાં સઉ કોઈ જાય.
મીઠાસ હોય ત્યાં માખ ને કીડી ઉભાઈ જાય.

મસીદમાં બાંગ દેવા અને દીવો કરવાની ફકર રેહે.
મતલબીઆઓ માખનથી અંગોલ કરાવે.
મોત આવશે એવી બીક રાખવી તે મોતને તેડવા બરાબર છે
મરણ પાછલ રદન કરનારાઓનું મરનાર સાંભળતાં નથી, તેની ઇચ્છા તો પાછલથી તેના લાગતાં વલગતાઓ ભલા નીવરી ભલા કામો કરે એજ હોય છે.
માણસની ઉમર શીઆળાના બરફ જેવી.
માણસ પોતાની કરણી મુજબ નીચ કે ઉચ કેહવાય.
મહલાજા વગરની ઔરત વેશીઆ સમાન.
માણસ ભુલ કરવાને લાયક છે.
માણસોનો સાચો ગુરૂ તે તેનું અંતકરણ છે.
મગરૂર માણસને કદાચજ દોસત મલી શકે.
માથુ થંડું ને પગ ગરમ રાખો.
માણસ અને મોત વચ્ચે ફકત એક પરદાનોજ અંતર.
મુરખો સાથે કામ પડે તો ખામોશ રહેવું.
માણસ મુવા પછીજ સુખી કહેવાય.
માફકસર પીઓ તો શરાબ, જાસ્તી પીવો તો ખાનુ ખરાબ.
મુવે મહોકાન.
મહા પોસ ને થંડીથી મરીઆ પેટમાં ખોસ.
મહા માસ અર્ધે, ને કામર મુકો ખાંધે.
મુઢની સોબતમાં ગ્નાનની કોતાઇ.
મા બાપનું માથે બલ તે સીંહના જેવું, ને મા બાપ વગરનું બલ એક વીધવા ઓરતના જેવું.
મોટા એટલા ખોટા.
માફકસર રહેવામાં મજા.
મનમાં ઉપજતા તુરંગોને, વીચારની લગામમાં રાખવા.
મુલતવી રાખવાના માઠાં ફળ.
મીઠી જીભ તો સો કરે સીધા.

માંખ મારે તે કોઇ વખત માણસનેબી મારે.
મુશકેલ કામો અનુભવીઓથીજ પાર પડે.
મસ્તાન ગોધો પોતાનેજ મોઢે માંથે ધુલ ભરે.
મેલાંમાં પડેલી કોરીબી દાંતે ઉપાડી લીએ.
મુઆને નામે મેજબાની.
મોત નહી હોતે તો આપણે કેમ હોતે.
મંડલીમાં એક રમુજી હોય તો આખી મંડલીને ખુશી કરે.
મા બાપના પીઆર વગર બચ્ચાં ઉછરે તે નજીવાં.
મા બાપની તાબેદારી વગરનું જીવતર ફોકટ.
મોર નાચીને પગ સમુ જોઇ રડે.
મારીને મુસલમાન કરવા.
મનના બારઇઆ (બાર માણસ મન ચોખા ખાનાર)
મોઢે રામ પોકારે ને પગે માછલાં મારે.
માનીતાઓનું જુઠું વનાય, પણ અનમાનીતાઓનું સાચુ
વનાય નહી.
માઠુ થાય તે સારાને કાજે.
મેબી રાણી, તુમબી રાણી, ભરે કોણ પાણી !
મરવાની આલસે જીવે.
માસ વરસે ને દન સુકાએ.



## ૨.

રડતો જાય તે મુવાની ખબર લાવે.
રાજી બીજાને રાખવા પોતાનું પટ ખોય.
રહે તો આપસે ને જાય તો દેડાસે.
રંગમાં ભંગ.
રાજાને ગમી રાણી, છાણા વીણતી આણી.
રાણીનો સાલો.
રામ નામ જપના, પરાયા માલ અપના.
રૂપની રડે ને કરૂપની હસે.
રસ ગલે ને કકડા પડે.
રોકડે રોક ને બહોની થોક.
રૂપીઆનો જોરો ને પૈસાના તેલની વાન.
રોકડુ નાણું તે આપતી વખતની ઢાલ.
રાતે બોલે ને દીસે ફોક.
રંગીલો જે નહી તે ઠાઠમાઠ કરે નહી.
રંગરાગ તો ખુશીનાજ પ્રસંગે છાજે.
રૂપે રૂડા ને કરણીએ ભુડા.
રૂહો મેગ દીવાસામાં આવે, નહી આવે તો બલેવે બેહન બોંહે સાહીને લાવે.
રડતી સુરત કોઇનેબી ગમે નહી.
રૂપાની કમર કરી પાછા આવજો.
રડતીના આસું લુછાવવાં.
રડશે રૂવાલો.
રાઇનો પરવત ને પરવતની રાઈ.
રાઈના પાત તો રાતે ગયા.
રસ્તા ઉપરની બોરડીને સઉ પથરા મારે.
રમત રમનારાઓમાંઃ બે મુગા તે સેતરંજ રમનારા, ૩

જુઠા તે પાનાની બાજી રમનારા, ૪ ઓતા તે સોટકા ચોપટ રમનારા.
રાજા બોલે ને દહાડી હાલે.
રાજાનું ને રૈયતનું બેનું ભલું કરે તે ખરો પ્રધાન.
રડવાથી દીલ થાય છે નરમ, નથી થતા તેઓ કોઈ ઉપર ગરમ.
રામ રોજનું રૂડું નામ તેથી વગર મુરતે જાઇએ ગામ.
રલીઓ રોટલો કુતરે ખાધો.
રાત અંધારી ને મગ કાલા, ન ઓલખાય સસરા કે સાલા.
રાજાના પુત્ર શાહજાદા તે રાજા મુવા પછી માહારાજા.
રાણીના ચીર તે ધોબીના બલોટીઆ.
રાહના પાણી રાહે જાય.
રાણી જાયો રાંધે, ને લોંડી જાયો હોકમ ચલાવે.
રેવડી દાના દાન.
રોટલો આપીએ પણ ઓટલો ન આપીએ.
રૂઠે જગતના લોક તો મલે પાછા કોઇ દાહડે.
રૂઠે રાજા તો દેશ નીકાલ કાહાડે.
રૂઠે મેગ તો તવલાવી મારે
રૂઠે ખાવંદ તો ફરીથી બોલાવે.
રૂઠે મા બાપ તો પાછી માયાબી લાવે.
રૂઠે વૈદ તો પાછી સુધારે કાયા.
રૂઠે ભાઇ બેન તો તે પાછા મલે ભેટે.
રૂઠે કીરતાર તો ઠાગ નહી લાગે કેઠે.
રાસતી ચાલનાર ગરીબ હોય તે પૈસાદાર બદ ચાલનાર કરતાં ભલો.
રાતે સપનામાં ભય ખાઈ બીહીતા ના.
રાતે કીધેલી બંદગી દીવસમાં આબાદી લાવે.
રોગને મટાડે તે ઓસડ ને રોગ પારખે તે વૈદ.
રાંધે કોઇ ને જમે કોઈ.

રાતે વેહલા સુઇ વેહલા ઉઠે, તેનું બલ, વીદ્યા, ને ધન
વધે, ને સુખમાં રહે શરીર ને જીંદગીભી વધે.
રાજદરબારની ફીકર રાજદરબારીઓનેજ સોંફો.
રમત ગમત ભારે મોંઘી ના કરતા, કે પાછલથી દુખી થવું
પડે.
રમતા પંખી.
રોજનો વીવાહ કરતોખી લાજે.
રૂપીઆ લેવા માટે આલુનાં પાંતરાંની કોથળી લાવજો.
રણે ચહડયો રજપુત કદી પાછો હઠે નહી.
રાજાના જનેલા તે રાણા.
રંહુ ચક્કર.
રડ ગઈ ને રમત મલી.



## લ.

લાજ રાખી ચાલે તેજ ગ્રહસ્થ કેહવાય.
લોકને દેખાડવા તપ કરે તે બાવો નહી કહેવાય.
લેને ગઇ પુત ઓર ખોહ આઇ ખસમ.
લાગે તો તીર નહી તો તીકકો.
લેના ઉસકા દેના નહી, મંગે ઉસકી પગરી લેના.
લાગે લાકડાં ફાટે.
લાંબા સાથે ટુંકો જાય, મરે નહી તો માંદો થાય.
લોહહું ને લોહું, ન વપરાય તો બીગડી જાય.
લોભને થોભ નહી- સો મલે તો હજાર ને હજાર મલે તો લાખ ચાહે.
લખાણું સો વંચાણું.
લુચાથી બાર ગાઉ દુર.
લેવે લટખટ ને દેવે ગરીબ.
લાયક થા, પછી ખાહેશ કર.
લોભીઆના લોભમાં ધુતારાની રોજી જાગે.
લુખી સુકી ખાકે અપની મુછ મરોડ, જાહનમમાં જાય લાખ ને કરોડ.
લાખોની પાણુથી લંગ લાગે.
લાખનું દીવાલું ત્યાં ખાધાની વાત શું કરવા કરવી.
લાખના બાર હજાર, ને સોના સાહઠ.
લુગડાં ઉતારીને વાંચજો.
લીપેલી ઓસરી શોધું.
લાલીઆ પરાપર.
લાલ બુજરગ જેવો છે.
લુલીની લપલપીએ કકલતી ખોરે ભરી.
લાકડાંના દેવને ખાસડાંની પુજા.

લક્ષ્મી ચાંલ્લો કરવા આવી તો કહે મહોં ધોવાનું છે.
લોહાડ વારે સોય વેચવા જાય.
લડાઈ લડવી તો બોલવું આડું, ને ખેતી કરવી તો રાખવું ગાડું.
લાજે સંપત, લાજે માન.
લગન સમાન હરખ નહી ને મોત સમાન સોગ નહી.
લાકડે માકડું.
લાધ દે લધામણ દે, લાધનેવાલા સાથ દે.
લાખ મલ્યા નહી ને લખેસરી થયા નહી.
લુટાયા તો લુટાયા પણ ચોરને તો જોયા.
લોભીની ભુખ કબરની ખાકથીજ સંતોશ પામે.
લગનનો દીવસ રાજ મલવા સમાન.
લાંબા દાહડા જીવવા કરતા નેકીથી જીવવું ભલું.
લડે સીપાઇ ને નામ મેલવે સરદાર.
લેતી વખતે દીકરો થાય ને આપતી વખતે બાપ.
લોકોને દુખ દેનારા તે માણુસની સુરતે વરૂ જેવા.
લાએકી કરી જે મરે તે જીવતા માફક ઇઆદ રહે.
લોકને જણાવવાની બંદગી તે દોજખમાં જવાના રસ્તા જેવી.
લંકામાં સુનું હોય તે આપણુને શા ખપતું?
લખેયા લેખ મટે નહી.
લાકડીનો ઉપીઓગ ઘડપણુમાં, અંધાપામાં તે પોતાના બચાવ માટે.
લખવું વાંચવું તે ગેબી માણુસ સાથે વાત કરવા બરાબર.

લોભ શીદ કરીયે કે પીડામાં પડીયે.
લીઆ દીઆ સો અપના, રખ ગયા સો ફોક, જીવકુ જમ
 લે જાએગા, જોરૂકુ લેગા લોક.
લખલુટ ખરચથી ઉધાર વધે ને જમે ખુટે.
લખનાર ભુલે ને તરનાર ડુબે.
લગનને દીવસે ધુમધામ ને બીજે દીવસે સુમસામ.
લંબા સો બેવકુફ.
લાખનું દીવાલું તે ચોરાનુ શાખ ખાધાથી ઉગરે.



## વ.

વારેલા નહી વરે તે હારેલા વરે.
વાડ વગર વેલો ચહડે નહી.
વેલાસર જવું ને વેલાસર આવવું.
વાઘરી સારૂ ભેંસ મારે.
વગર સમજવે ફંફાસ મારે.
વા વાગે કાંકડા ઉડે.
વીધ્યું તે મોતી ને રહયુ તે કથીર.
વખતના ઢોલ વખતે વાગે.
વીદવાન અને મીઠું બોલનાર જ્યાં જાય ત્યાં માન પામે.
વીદીઆનું જેને અભીમાન તે છે ઘણો અજ્ઞાન.
વાંદરના હાથમાં તરવાર.
વડ ને પીપડે ચહડીઆ પણ અંતે તો હેઠેના હેઠેજ.
વાણીઓ વેડવારે ખરચે.
ઘાણીઓ પોતાનોજ ગોલ ખાય ને પારકાનો અંદાજો કરે.
વખત આવે બાંકા તો ગધેકુ કેહેના કાકા.
વડ તેવા ટેટા ને બાપ તેવા બેટા.
વાજતું ગાજતું માંડવે આવશે.
વખત વહી જાય ને કહેતી રહી જાય.
વાંકી આંગલી વગર ઘી નીકલે નહી.
વીનાશ કાલે વીપરીત બુદ્ધી.
વાંદર નકલ.
વખાણેલી ખીચડી દાંતે વલગી.
વાઘનું રણ સુનું નહી જાય.
વીઆજે કહાડી ઉછીનું આપે.
વીશ વરસનો ઘર ધણી ને પચાસ વરસનો મીસતરી ગરાબર.
વરસ વરસને વીસરાવે.
વીશવાસઘાત એ મોટું પાપ.

વનસાએલી દાલના જેવા.
વૈદનો દોસ્ત સદા માંદો.
વેપાર વાંજીઓ નહી,–ધન નહી મલે તો ધાનપી મલે.
વીદીઆ હોનરની કેલવણી આપો ને લેવો, એ ધરમને
ઉતેજન છે.
વાખાનાં મારેલાને સાહે થાઓ.
વાણીઓ ઓછું તોલી સામા ધણીની અકલ જોય.
વેહમની દવા નહી, અગનેઆન તેજ વેહમી.
વખતનું કામ વખત કરે.
વીચારનું બલ સરવેથી મજબુત.
વાડીએ બાર ને ચઉટે અઢાર.
વીદીઆ અમથી, તે જાતી વીચારની બુદ્ધી વગર કાંઈ કરી
શકે નહી.
વાંદરના હાથમાં અસતરે ને બચાંના હાથમાં દીવાસલી,
એ ખરાબીની નીશાની.
વગર ખાધે મોરચી.
વસતી ઉજડને ખાય.
વાણીઆ મુછ નીચી.
વા વાગે વાદલ ઉતરે.
વાત કરતાં આડું બોલે, પૈસા લઈ ઓછું તોલે, કેડને
અડકી ધરમ બોળે, તેને ઘાલો જમને ખોલે.
વાડ ચીભરાં ગલે તો બાકી રહે શું ?
વેશીઆના છોકરાનો બાપ કોણ ?
વેડેઆ પાસે વાડ કરાવી તે પવને ઉડી ગઈ.
વેહવારીઓ ખાય કે દીવાલીઓ ખાય.
વેચીને વાણીઆ થવું.
વૈદના મરે ને જોશીના રાંડે.
બ્યસન કરતાં પૈસાની ફેક વધારે.

વેશીઆ સદાની સુવાસણ.
વફાદાર દોસતથી મોટો આશરો.
વીદીઆ એ ગરીબની દોલત અને તવંગરોની શોભા છે.
વાસી રહે શું કે કુતા ખાય?
વીદીઆ ને હોનર એ મોટી છે વસ, બને તેમ તું તેને
કસ; તે ગમે તેવા હલકા માણસ પાસેબી શીખ.
વાત દુઃખની જાણે દુશમન, તો થાસે મનમાં મગન; જો
દોસત એવી સાંભલશે વાત, તો તેના પેટમાં પડશે
ફાટ
વગર દુઃખનું કોઈ નથી, જગમાં છે દુઃખ સુનાના ઢગમાં.
વેહમી માણસને સીધો રસતો શુજે નહી.
વખતસર જે મલે તે ખાઇ સંતોષ પામે તે તવંગર છે.
વીદીઆવાન અને હોનરમંદોની ઉમર તનદરૂસતી ને ખુશી
સાથે લાંબી હોય તો તે પોતાને ને બીજાઓનેબી
ફાયદો કરી શકે.
વાચા ને ગનેઆનથી આદમી છે આદમ, ગનેઆન વગર
આદમી છે હેવાનથીબી કમ.
વીદવાન કેહવાઇ અનીતી અને બદકામો કરે તે સરવેથી
બુરો.
વીદવાનોથી બીજાઓને ફાએદો નહી થાય તે વીદવાન એક
ખાલી ટેબલ ઉપર બલતી બટી પોતાની મેલે બુ-
જાઈ જાય તેવો સમજવો.
વખત જેવો બેમુલ છે તેવો તેનો ઘટતો ઉપીઓગ કરી
લેવો; આવતી કાલનો ભરોસો નહી
બ્યરથ ગુમાવેલા વખતનો બદલો વરતમાનકાલના ચાલુ
સદગુણમાં વાલી આપજો.
વચન પાલનાર એજ ખરો મરદ છે.
વખતસર નાહસવું એ પ્રતેહ મેલવગ બરાબર છે.

વેર રાખવું કે લેવું એ મનની નબલાઇ છે.
વેઆજ રાત દાહડો વગર અટકવે ચાલે.
વીશવાસથી વાહન ચાલે.
વરસે ઉતરા તો ધાન નહી ખાય કુતરા.
વરસે પુરવા, તો કુનબી બેસે ઘુરવા.
વેશીઆ કોઇની સગી નહી, પૈસાની સગી છે.
વહુનું નામ વાએકું, વહુને ને વરસાદને જશ નહી.
વેશીઆના મારેલા ફોક જાય.
વરસે ચીત તો ભાંગે ભીત.
વખત જોઇ વાત કરવી, ને મોહો જોઇ ટીલું કરવું.
વગર બોલાવે જે બોલે તે તનખાંને તોલે.
વીચારીને વાપરો ને જોઇને ડગલુ ભરો.
વર મરો કે કનીઆ મરો, પણ બહામણનુ દાપુ આપો.
વધારે ડાહ્યા થાએ તે વધારે ખરદાએ.
વીચાર વગરનું માણસ પોતાની જીભની લગામ પોતાના
હાથમાં રાખી શકતું નથી.
વોહોરાજીની ચાકરીમાં કંતોલના ફાકા.
વેહયા ને બેહયા
વાનોતર શેઠને વેચે.
વખત વખતને સંભરાવે.
વગર એલમના ધરમ ગુરૂ પોતાનાજ ધરમના દુશમન.
વહુ આવેઆં ને સાસુ મુઆં
વમાસવું, બોલવું ને કરવું પવીત્ર હોય તો બેહશત મલે
વખત તેવો ધરમ ને સંસાર.
વાંચે પણ નહી કરે વીચાર, તે સમજે નહી સઘલો સાર.
વર્તમાન પત્રો અને જાહેર લખનારાઓ પ્રજાના વકીલો
કહેવાય.

વગર અનુભવી અથવા નાલાયકને કોઇ લાગવગથી મોટો ઉપરીપણાનો અધીકાર સોંફે તે કથીર ઉપર સુનાંનો ધોલ ચડાવી વીશવાસઘાત કરવા જેવું ગણાય.
વાવશો તેવું ચાખશો.
વાઘ ને બકરી એક ઓવારે પાણી પીએ એ ખરો ઇનસાફ.
વર વગરની જાન.
વીદવાનોની દોલત તે તેનું પુસ્તકખાનું, વીદ્યા નહી તેને પુસ્તકખાનું નકામું.
વંજો માપી ગયો.
વેર લેવું એ શેતાનનું કામ, ભલું કરવું એ ખોદાઈ કામ.
વાણીઓ ભાગો દલાલ, ને પારસી ભાગો કલાલ.
વહાણની મુસાફરીના સગન માંગે, ખારૂં પાણી ને પુઠનો વા, રૂપાની કમર કરી આવજો વેહલા.
વેચ્યા ઘોડા ખાંડ ખાય.
વાઘરીને વાસ્તે ભેંસ મારે.
વીધાદાન તે જીવતદાન.
વન તેવાં ફુલ.
વખત વખતને વીસરાવે ને યાદબી કરાવે.
વાત તો ખરી પણ હઇએ નહી ઠરી.
વહેમ અને સોજનું ઓસડ નહી.
વાંચો તે વરતમાનકાલ અને ઇઆદદાશત તે ભુતકાલ.
વેપારથી ધન વધે.



## શ–સ.

સોડમાં સાસરૂં ને દાંતમાં ખાસરૂં.
સો હોરવાલોઓની એક હોરવાલાની મદદ માંગે.
સંતાપથી સુખ ઘટે.
શરમને વાસ્તે ગુનાહ કરવો નહી.
શરમથી ખેદ ઉપજે.
શત્રુ, રોગ અને દેવું, એ ટુંકેથીજ તોડવું.
શોખને શરમ નહી.
શોખને માથે ઝાડ ઉગયું તો કહે છાયડો થાયો.
સોયા સો ખોહ્યા, જાગા સો પાયા.
સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો.
સો મન તેલે અંધારૂં.
સબ બંદરકે બેપારી.
શીઆણાને ઈસારત, મુરખને લાત.
સુસતી દલીદરતાનું મુળ છે.
સઉ પૈસાવાલાઓના સગા થવા માંગે.
સાત પાંચની લાકડી ને એકનો બોજ.
સારૂં વાવો તો સારૂં મેલવો.
સારી સોબતથી સારાં થાય.
સીસમ, સાગ ને સુનુ, કદી ન થાય જુનું.
સાત સાંધે ને તેર તોડે.
સાચું બોલનાર કોઇને ઠગે નહી.
સંતોષથી સુખ મલે.
શાલમાં લપેટીને મારીયાં.
સબસે બડી ચુપ.
સલેમાન સાટકો.
સબ સબકી સંભાલીયો મેં મેરી ફોડતાહું.

સમુદર તરી ખબોચીઆમાં ડુબવું.
સવાયાની દોસી ને પૈસો માથું મુડામણુ.
સાચને આંચ નહી
સાંભલીએ જનનું ને કરીએ મનનું.
સબ ભુમી ગોપાલકી, ઉસમે અટક કેઆ, જીસકે મનમે
ખટક હે, ઓ અટક રહા.
સસેકા તીન પાઉં.
શાહા ચલેબી.
સબ બીગરી; નહી બીગરી મેરી તારા.
સગાઈમાં ઠગાઇ.
સો ખરચીને સવાયાની વાણુ.
સાસ તેટલો સોસ.
સાંઇ ગયા તે સાંઇની શરમ લેતા ગયા.
સુખમાં સાથી ને દુખમાં વેરી.
શકતાના સઉ સગા થવા માંગે.
સુખે સોની, દુખે રામ.
સઉને એક લાકડીએ હાંકે.
સુતેલો સાપ જગાડયો.
સંકટ ને ગરીબાઈના વખતમાં ખરા દોસત જણાય.
સુરજ ઉપર ધુળ છાંટે તો પોતાની આંખેજ દુખ થાય.
સુનું કદી જુનું થાય નહી.
સજાત ને કુજાત છુપીયા નહી રહે.
સુનું જોવું કસીને, ને માણુસ જોવું વસીને.
સઉ કોઇ પોતપોતાના વખાણ કરે.
સીદીભાઇ સો મન સાબુએથી ગોરો નહી થાય.
શાકરે મરે તેને ઝેરે મારવું નહી.
સંઘરેલો સાપબી કામ આવે.
સંગત તેવી અસર.

સંતોષી તેજ ખરો અમીલ.
સ્વભાવને હદમાં રાખે તેને ખરૂં સુખ મલે.
સહાડી ને બુદ્ધી નાઠી.
સાચાં કામથી વધે ભલું નામ.
સુઠનો ગાંઠીઓ લઈ ગાંધી થવા જાય.
સુથારનું મન બાવલીઆમાં.
સગા વહાલા કહેવાના, ને ગાંઠે હોય તે ખાવાના.
સાંજ પડી ત્યારે સમજ પડી.
શેહરસે નાસણું, ને દેશસે દુકાળ.
સદગુણ વેચી શ્રીમંત નહી થવું.
સત્ય એજ ધરમ છે.
શરાબમાં પાણી ભેલી પીઓ તો તે બગડી જાએ છે; જો
પાણી વગર પીઓ તો તમોને બગાડી નાંખે છે.
સુખ પછી દુખ ને દુખ પછી સુખ.
સખાવત પેહલાં ઘરથી શરૂ થાય.
સીદીભાઈને આરસી અકારી.
શીઆલામાં સુકાયા નહી ને ઉનાલામાં માટા નહી.
સતાધારી આગલ સંપજવાલાનું, ને સંપજવાલા આગલ
શીઆણુપણવાલાનું ચાલે નહી.
સીદીમાઈ ચાંદ દેખો, તો કહે આપોઆપ દેખેંગે.
સોની સગી બેહનનેબી છેતરે.
સાંસરે ગયા ને બાયડી ભુલી આવ્યા.
સભા ઉતી આવેલો બ્રાહ્મણઃ તેની હા તો મારી ના.
સઉ સારૂં જેનું શેવટ સારૂ.
સાપે કરડેલો દોરીથી બીએ.
સુમનો માલ સખી ખાય.
સવાયાના સો સમ.

સંકટની વખતે ભેંસની માનતા, સંકટ તલેથી ઈંડું ફોડી પટાવે.
સખીના હાથ તંગીમાં ના હોતા, બખીલ પાસે પૈસો ના હોતો.
શેરને માથે સવા શેર.
શંકાથી ડાકણ મલે.
સંકટ આવે તે ટાલવાના ઉપાય કરવા. ગભરાવાથી તે ઉલટું વધે છે.
સઉથી મોટો રાજા મેગ.
સાથ છોડીએ પણ ભાત નહી છોડીએ.
શોધો તો જરશે.
સારો ભવ રલીઓ ને પારકે લાકડે બલીઓ.
સતીયા સત ના છોડ, સત છોડે પત જાય.
સંપ ત્યાં સુલેહ ને લક્ષ્મી.
સુડી વચ્ચે સોપારી.
સો ખાસડાં ખાય તોબી તોબા કરે નહી.
સીરે પોહારની તોપ.
સુખ વધે તો નાજુકાઇ આવે, ગરીબાઇથી નાજુકાઈ નાહસે.
સાધુનો વેશ લઇ મતલબ કાઢી લેવી.
શત્રુની એક આંખ ફોડવા પોતાની બીજી આંખબી ફોડાવી.
સરવે કોઇ શેઠાઇ ભોગવે નહી.
સ્વભાવ તરેહવાર છે, કોઇને કંઇ ગમે ને કોઇને કંઈ.
સો કે ભયે સાઠ, ઇસિમેસે આધા બાદ, દશ દેઉંગે, દશ દેલાઉંગે, દશકા દેના ક્યા?
શીઆલામાં ગરમી, મીઠું ભોજન, વહાલાંની ભેટ, રાજાનું માન, એ ઘણું પીઆરૂં છે.
સઉ કોઇ પોતાની રોટલી તલે ઈંગાર ખેંચે.

સમજે નહી ને સરખો ભાગ માંગે.
સંપ ત્યાં જય ને વેર ત્યાં જેહર.
સમજે તેનું મોત, નહી સમજે તેની કમબખતી.
સસતું ભાડું ને સીગનપોરની જાત્રા.
સબી ઘોરે બારે ટકે.
સંતોષી સદા સુખી.
સબ સુતા તબ અલ્લા જાગા.
સાત દીકરીએ, દીકરા વગર બાપ વાંજીઓ.
સાંકડી શેરી ને વચ્ચે સાપ.
સાસરે સંપ નહી ને પીઅરે જંપ નહી.
સાસરે સમાય નહી ને પીઅરે જવાય નહી.
શરાવણ માસના સરવરયા, ભાદરવામાં રેલ, આસો મા.
    સમાં છોકરાંને નદીએ મેલ.
સીર સલામત તો પગરી બોત.
સુખ દેખે તો ફીરકર આઇઓ.
સુમનો માલ સખી ખાય, પાપીનું પુન વ્યર્થ જાય.
સુથારની સોડમાં ને લુહારની કોડમાં બેસવું નહી.
શેહરી મીત્ર સો ગણા, ને તાલી મીત્ર અનેક, ભીડ પડે
    ત્યારે આવે લાખમે એક.
સેવા કરો તો મેવા મલે
સોબતે અસર ને તોખમે તાસીર.
શોખના ચુડા સાથેજ ભાંગે.
શોખને સાન નહી, નકટને નાક નહી.
સો ચાકરે ઘર ઉજડ.
સોલ હાથની સાડી ને અરધ તાંગ ઉઘાડી.
સાપે ચેન ગલી, તે કાઢે તો આંધળો થાય ને ગલે તો
    મરી જાય.
સુનાં ફરતાં ઘડામણ મોઘું.

સાચુ બોલનારના શત્રુ ઘણા.
સુમને સખીનો એકજ વરો.
સુનાંની કટારી કેડેજ ખોશવાની.
સો મરજો પણ સોનો પાલનાર ના મરતો.
સુખમાં ન ભજે રામ, દુખમે ભજે સૌ કોઈ
સુતી વખત ખોદાને યાદ કર્યા વગર આંખ બંધ કરતો ના.
સકારે ઉઠવાથી હૈયાતી વધે ને ધારેલું કામ થાય.
સબુરી છે તે ગમનો મોટો ઉપાય.
સોલે શીઆણુ, વીશે ગ્યાન, ત્રીશે ધીઆન, ચાલીસે પુરો,
પચાસે ઉતરાઓ, સહાઠી ને બુધી નાઠી, સીતેર
વરસનો ઘરડો બબ.
સબુરી કડવી લાગે, પણ તેનું ફલ મીઠું.
સાચું બોલનારે એકાંત વસવું.
સંસાર ભોગવનારી જગત, પૈસાની પુજા કરે.
સારૂં ને માઠું એ બેની જોર સાથેજ રહે.
શીખામણ દેવી સમાણસને.
શોધ કરો તો જે જોઇએ તે મલશે.
સખાવત ભલાં બુરાંને પીછાનીને કરવી.
સીંહ કરે મગરૂરી મનમાં, વાદલ ગરજે તે સાથે લડે
વનમાં.
સાદું માણસ હોય તેનેબી સોબતની અસર લાગે.
સુસ્તીથી નાચારી વધે.
સંજોગથી રોજી મલે, ને બદાનું થવાથી મોત આવે.
સખાવત પોતે જીવતા જીવત કરી તેનાં સારાં ફલ જોવાં.
શબ્દોથી થતો જખમ તલવારના જખમ કરતાં કારી.
શીકલ ચુરેલના જેવી, ને મીજાજ પરીના જેવો.
સૌથી વહાલા મા બાપને જાણવાં.
શેતાન ચરકો, શેતાન દાવો, શેતાન ચોઘડયું.

સતોલીઆને લોભ વહાલો, જુગારીને પાસો વહાલો, છ-
બીલાને ભોગ વહાલો, ઢોલીને તાસો વહાલો, હલ-
કાને અહંકાર વહાલો, ઠગારાને ફાંસો વહાલો,
પારધીને શેકાર વહાલો, જેગીને વનવાસ વહાલો,
કવીને અલંકાર વહાલો, દાતારને હાથ પૈસો વહાલો.
સઘલી સખાવતોમાં બીન રોજગારીને કામે લગાડવાની
સખાવત સરવેથી મોટી છે.
સાદાઇ એ કીમતી જવાહેર જેવી છે.
સાચું સઘળુજ સાચું, સાચા શીવાય બીજું કાંઈ નહી.
સંતોષી ગમે તેવો ભુખો હોય તો પણ તે તવંગર છે,
અને લોભી અગર જો આખી દુન્યા ધરાવતો હોય
તો પણ તે ગરજવંત ભીખારી છે.
સંકટો ચાર છે-૧ લું ઘડપણમાં વેલાપણું,
૨ જું પરદેશમાં બીમારી,
૩ જું બેરોજગારી સાથે કરજ,
૪ થું ચાલતાં લાંબે રસ્તે જવાની ફરજ.
સુના કચા, ઓર સોનીબી કચ્ચા.
સાચું બોલનારે લોકોની બદગોઇથી બીહવું નહી.
સારી ધીરજ રાખીને મરવું એવું ધારો તો ભલાં કામો
કરી લો
સૌથી પીઆરો પોતાનો જીવ.
સૌથી ઉજલો દીવસ.
સૌથી મોટો ભરમ તે ધરમ.
સ્વભાવનું ઓસડ નથી.
સંપત હોય થોડી તો રાખીએ ગાય કે ઘોડી.
સૌ કોઈ પોતાનું નસીબ સાથે લાવે.
સૌમાં શુરો તે એકમાંબી નહી પુરો.
સોતી વાગે ચમચમ તો વીદ્યા આવે ઘમઘમ.

સૌ કોઈ પોતાના મનથી ડાહ્યા.
સોનીના સો ને લુહારનો એક.
સદ્‍ગુણી સદા સુખી.
સંસાર આરસી રૂપ છે.
સૌથી હાકેમ જોરાવર
સુંદર સપાટી પણ સડેલું ભીતર.
સૌ કોઇ પોતાને ઘેરના રાજા.
શેખચલ્લી જેવા.
શરમને લીધે ગુનાહ ના કરતા.
સારૂં કહેનારા ઘણા, પણ કરનારા કોઇજ.
સમજું હોવાનું ડોલ ઘાલનરા ઘણા, પણ ખરા સમજુ થોડાજ.
સારા વખતમાંથી મધ્યમપણાથી જેઓ વેહવાર રાખે તેઓ નબળા વખતમાં પસતાશે નહી.
શોધો ત્યારે જડે નહી અને માંગો ત્યારે મલે નહી.
સૌને કુકાનો ચાંલ્લો ગમે, મેસનો નહી.
શાલમાં લપેટીને મારીયાં.
સચ્ચાઈ કદી છુપી રહે નહી.
સફાઈથી રહો, સફાઇથી વાપરો અને સફાઈ રખાવો, એ તનદોરસ્તી વધારેછે.
સૌનો રાહ તે વહુનો રાહ.
સ્ત્રી ચરીતર ને રોતાં બાળ, તેનો પાર કોઇ પામે નહી.
સવપનામાં ખેઆલ શકતી જેમ ઘડીઆલ પેનડુલમના અટકાવ વગર ફાસ જાય તેમ તરેહવાર રીતે ફાસ જાય, કારણ કે ચેતન શકતી તે વખતે બંધ રહે છે.
સાસુ રાંધે ને વહુ જમે.
સઉ પોતપોતાની જાતપર જાય.



હ.

હાથી દરબારમાં શોભે.
હાથીના દાંત ખાવાના જુદા ને દેખાડવાના જુદા.
હા કહીને ના કહેવું એ લુચ્ચાનું કામ.
હોય તો કરી લેજીએ નહી તો થાઇ રહેજીએ.
હરામીના બે ભાગ.
હરભંગ ઉખરો.
હાજી હા કહયા કરે તેમાં તાબેદારીજ નહી પણ મતલબી
 હોય છે.
હાકમ દંડે તે સઉ જાણે પણ ગરેહ દંડે તે કોઇ નહી જાણે.
હાકમ સઉથી જોરાવર.
હાથની આલસે મુછ મોહડામાં જાય.
હાથનાં કીધાં હૈયે વાગે.
હમેશ પાણી પડવાથી પથરબી ઘસાય.
હરામના માલથી સુખી થવાય નહી.
હીંમતથી સઉ સુજે.
હસીને હાડ બાંજે.
હાથનું મુકેલું પગે ઉચકી જાય.
હારેલો જુગારી બેવડો રમે.
હાથ પગને નરાઈ માંગે ને જીવને જવા દે.
હાજત એ શોધની માતા છે.
હોધે ઉતરી ઊંદરી, કુકુંબે ઉતરે વા, ઘણો નહી તો
 થોડોબી થા.
હાથીની લડાઇમાં ઝાડનો ખે.
હકુમત તેનો ધરમ.
હીંમતે મરદાન, મદદે ખોદા.
હાથ બલે તેનો ઉપાય, પણ હઇયું બલે તેનો નહી.

હલકાં પાન પવનસે ડોલે, પાહડ પરવત કદી ના ડોલે.
હોધ્ધા ઉપર હોય ત્યાં લગન હોકમ.
હજામના હાથમાં આપેલી દહાડી તે જાણે તેનીજ.
હરકત ત્યાં બરકત.
હસયાનું ખસીઉ.
હોનરવાલો કેથેભી ભુખીઓ નહી રેહે.
હુશરાઈ ભરેલી હીમત અંતે નીશફલ.
હતું શું ને ગયું શું, ચોર આવે તો બીવું શું ?
હજામ ને ભાટ, એ બે હલકાં પેટના.
હાથ હલાવ્યા વગર ખવાય નહી.
હાજર સો હજુર.
હાથ ચાટે પેટ ભરાય નહી.
હારેલો જુગારી બવીપનો વીચાર ભુલી જાય.
હાથે લક્ષ્મી ને પગે અવર.
હામ ઠામ ને દામ એ ત્રણનું રોજગારમાં કામ.
હા ને ના એ બેને વેર.
હીસાબ કોડીનો ને બક્ષેશ લાખની.
હોનારતમાં કોઈ ડાહ્યું નહી.
હોડ બહાર તે કોટ બહાર.
હમભી નવાબ ભરૂચકે.
હવસ એ સઉથી ખરાબ દુશમન છે.
હીને તેને હીનાએ તેમાં દોષ નહી.
હીંદુસ્થાન ખોરાક પુરો પાડે પણ હોન્નર નહી.
હેવું તું દીલમાં ના ધાર, કે ઘણી વીદીઆથી હું પડીશ
પાર; ભરોસો નથી જીંદગીનો જરા, તેથી એકજ
પુરી શાખીને ધરા.
"હલવો" બોલેઆથી મોહડું મીઠું થતું નથી.

હેંકાર છે સઉથી બુરો, તેથી થાય છે પાદશાહનોબી ચુરો.

હું છું સઉથી મોટો એવો ગરવ ના કર, હાથીનેબી છે મછરનો ડર.

હજાર કીધેલી નેકી એકજ બુરાઇ કીધાથી ડુબી જાય.

હવાપર કીલ્લો.

હાથી તણાયા જાય ને બકરા પાર જવા કરે.

હોધે ઉતરેલી આબરૂ પૈસા વગર નકામી થઇ પડે.

હુંગ અને ભુખ એ શરીર સુખાકારીની નીશાન છે.

હરરોજની ચાલુ જીંદગીમાં શું કરવું તે જાણવું એ ડહાપણ છે.

હલાલ ખાનુ ખાવું–ભલો સવભાવ–સાચું બોલવું–દેઆનત પાક રાખવી, એ ઇનસાનીએત.

હરકોઇનું બાહેરનું સુખ જોઇ તેની અદેખાઇ કરતા ના, કારણ તેના અંતકરણની દલગીરી તમો જાણતા નથી.

હું કોણ છું, કાંહાંથી આવેઓ છું, ને પાછો કાહાં જવાનો તેથાં મારે શું શું કરવું, એવો વીચાર હમેશ કરે, તો તે બદકામથી હમેશ બીહતો રેહશે.

હીંગ મરચુ ને આમલી, તમાખુ ને તેલ, જો ગાવાનું કામ કરવું હોય તો એ પાંચે વાનાં મેલ.

હૈએ હોય તે હોડે આવે.

હાભ ફાટે તેને ઠીગરૂં કયાં દેવાય.

હલકાં માણસ જરાકમાં છલકાઈ જાય ને જરાકમાં ગભરાઈ જાય.

હાથી પારખું.

હસતાં, ને ગામ વસતાં.
હાથ પરે ત્યાં લક્ષ્મી વસે.
હરીભાઇની શેરડી વાખવાખીએ લુટાઇ ગઇ.
હમો તો નાહી ધોઇને જલમાં પેઠા.
હાડ હશે તો માસ ઘણું આવશે.
હાથમાં પોથાં ને પેટ ભરવાના ઠોઠાં.
હીંમતથી મુશકેલીમાં રાહત મલે.
હમ તો શોભન શાભનકે ભઇએ, કુચ લરન મરનકે નહી.
હીંગ જાય પણ હાથ ગંધાય.
હોલો નાનો ને સાદ મોટો.



## અ—ઈ—ઉ.

ઇતિબારથી મેલવે નામ.
એકનું મહોં ચાલે તો બીજાના હાથ ચાલે.
ઉખડ તલે માંથું મુકયું તો ધપકારાથી બીતું શું ?
ઓરતનું નાહવું ને મરદનું ખાવું.
આવી મલવા ને બેસાડી દલવા.
અધુરો ઘડો છલકાય ઘણો.
અંગ બલ કરતાં સરસ બુદ્ધી બલ.
અસતરી ચરીતર.
આપ ભલા તો જગ ભલા.
આશા ને ઉમેદથીજ જીવ રહે છે.
આંખે આંધલો ને મતલબે પુરો.
આવ બલા પકડ ગલા, ઉસ બલાસે ભાગના ભલા.
અખાણુ ગયા દખાણુ ગયા, પણ લખાણુ નહી ગયાં.
આંગલી ચાટવાથી પેટ નહી ભરાય.
આંગલી આપતાં પહોંચો ધરે.
આશા કદી ઘરડી થતી નથી.
આડે લાકડે આડો વેહ.
આજ અમીર ને કાલ ફકીર.
આંધલી રઈએત ને કાનો રાજા.
આપ મુવા વગર સ્વરગે જવાય નહી.
એક ચણાની બે ફાડ.
એક મીઆનમાં બે તલવાર સમાય નહી.
એકના આંક વગર સો મીડાં ખોટાં.
અંધેર નગરીમાં સઉ કોઈ રાજા, ટકે શેર ભાજી ટકે શેર ખાજા.
આખો લાડવો એકદમ ખવાય નહી.
અંતે ધરમો જય, ને પાપો ક્ષય.

અતી લોભ પાપનું મુલ.
આમાંબી હું ને તેમાંબી હું.
આપસી તે લાપસી, પરાન્ન તે કુસકી.
આર ખાએ ને પડોસી દંડાએ.
આંખમાં ઘાલેલાં ખખરે નહી.
અકરમીને દુન્યા દહારી.
અણજાણ ગુનાહ માફ.
આપ સુખી તો જગ સુખી.
આપ દુખી તો જગ દુખી.
એક હાથે તાલી નહી વાગે.
એ સંગ કાશી જાય નહી.
આવકથી રાખે ખરચ મોટો, તેને થાય સદા ટોટો.
આગ લગાડીને તાપણું કરવું.
ઇશવરે પેટ નહી દીઓ, બરો પાપ દીઓ.
અકલ થી સો કામ નહી, કામ બડી જાદા; બારે મહીનેકી
રોટી, સો કુતા લેકે ભાગા.
આંધલો મુલ્લાં ને ફુટી મસીદ.
આગલ દોર ને પાછલ ચોર.
આગ લાગે ત્યારે કુવો ખોદાવા જાય.
આજે હસે તે કાલે રડે.
ઈદરી જેણે જીતી તેણે સરવ જીત્યું.
ઇલાજ કરતાં અટકાવ ભલો.
ઉનું ખાય, ઉબારે સુએ, તેની નાડ વૈદ નહી જુએ.
ઉભો ટેકો સો મનનો ભાર જીલે
ઊંઘ ન જુએ તુટો ખાટ, ભુખ ન જુએ એઠો ભાત,
પીઆર ન જુએ જાત કજાત.
ઉનાં પાણીથી ઘર બલે નહી.
ઉતાવલા સો બાવરા, ધીરા સો ગંભીર.

ઉતાવલે આંબા પાકે નહી.
ઉંઘ ને આલસ, એ વધારેલાં વધે.
ઉધાર આપ ને ખરૂ જોખ.
ઉંઘ વેચીને ઉજાગરો કરવો.
ઉપકાર કદી વીસરવો નહી.
ઉજડ ગામમાં એરંડા પ્રધાન.
એક તનદોરસ્તી હજાર નેઆમત.
એલમ તો બોત પડેલા હું, લેકીન પટકે બાસ્તે કલાઈ
બનાતા હું.
આપણી કાયા આપણી વાડી છે, તેને ખેડીને સુધારો.
આંધલે બેહરૂં કુટાયું.
એક કાંકરે બે પક્ષી મારવાં.
બોવાએ જીવે ને કરમે ખાય.
એક જુઠું ઢાંકવા જતાં બીજું ઘણું જુઠું બોલવું પડે.
ઉઠના ઉઠ ગલી જવાં ને કાઢીને ચગડતાં કમકમાટ બ-
તાવવાં.
આંધલાના રાજમાં દેખતો હાડમાર થાય.
આજારી શરીર કરતાં આજારી મનનો ઉપાય નહી.
ઉંઠ લાંબું ને પુછડું ટુંકું.
ઉંટના પેટમાં જીરાંનો વઘાર.
ઉઠરા કઇ તર બેસશે તેનો ભરોસો નહી.
આવે પેહલો તે જમે વેહલો.
અગમ બુધીઓ વાણીઓ ને પછમ બુધીઓ પારસી.
એકસંપી મોટું કૌવત છે.
અની ચુકીઓ સો વરસ જીવે.
આપ મુવે પીછે ડુબ ગઈ દુન્યા.
અવાસ બલી ગયા, ને કોએલા રહી ગયા.
અનજુમનની બોંએ લાંબી છે.

અમથો ડંફલ.
એક નકટો સો નકટા કરે.
આજનું કામ કાલ ઉપર નહી રાખવું.
ઉદ્યોગે ઉમર વધે.
આપ સમાન બલ નહી, મેઘ સમાન જલ નહી.
આટા તોલ દીકરી જલતી હય.
આખો દહાડો નાગો ફરે ને નાહતી વખતે કાછોટો કરે.
ઓખ્ધો ભોગવે તેને ગોદોબી ખમવો પડે.
એક વીદવાનનો વાંધો હજાર અજ્ઞાનીઓની બહાલી કરતાં
કીમતી.
અલ્પ જ્ઞાન તે અતી હાન.
અરજાં સો દૌલત.
અંતે ખાક ને ખાસકું.
આદમજી ગયા ને ગધેડા વસાવી લાવ્યા.
અનુભવથી બધુ દેખાય.
આંગ વગર દાંગ વાગે નહી.
આલસુ પાડો.
ઇશારતથી સમજી જવું તે ચપલાઇ.
એ ભુંડાને લે કોણ ને તું ભુંડાને દે કોણ.
ઉંચ અને હલકી હાલતના માણસોમાં ફેર—જેમકે જંગલી
ઝાડ અને બાગનું ઝાડ.
એકથી બીજે મહોડે વાત, ત્યાં ટકા ચહડે આપોઆપ.
ઓ દીન તો ગયે બાવાજીકે રાજમે.
અનના મારીઆ નીચું જુવે, દાંગના મારીઆ ઉંચું જુવે.
આપસે આએ સો આને દો.
અંધેર રાજમાં ઢીકતાં દડે.
અણજાણથી બલા દુર.

અણજાણ્યો ને આંધળો બરાબર.
આજનું આજપર ને કાલનું ખોદાપર.
ઓપતી જાલવે તેજ મેહેરબાન.
અરો ધરો, ને નાલી વહુપર પડો.
એરણ, હથોડો ને સાંનસી, એ ત્રણ બની સો કાનસી.
અહંકારી માણસ સેવટે દુખી થાય.
એ માલા તો જેસી તેસી, ભજનકી માલા તો દુસરી હય.
આંબા તલે મરવા પડયા.
એક પગ દહીંમે ને બીજો પગ દુધમે.
આવ ભાઇ હરખા, આપણ બેઉ સરખા.
એક દમ ને હજાર ઉમેદ.
ઇનસાનનું હુંકારે મોત.
આલસુનો પાદશાહ.
અન પારકું, કાંઇ પેટબી પારકું કે?
અન તેનું પુન ને રાંધે તેનો ધુમાડો.
અલ્લાને બનાઇ જોરી, એક અંધી દુસરી ખોરી.
આબરૂના કાંકડા, ફજેતીના પ્રાતીઆ.
આંખ આડા કાન કરવા.
આડા થાઇ મુતર પીએ, પણ સીધા થાઇ દુધ નહી પીએ.
આભ ફાટે તેને કોણ ટેકો દે.
આવે ત્યારે ધાંતરડી વાગે, ને જાય ત્યારે પાતરડીએ.
આઠ વાર ને નવ તેહવાર.
એક બીજા તરફ માન, એ દોસતીમાં વધારો કરે.
આગલ કીધેલાં કામો પાછાં તપાસો.
આવક થાય ચાર દરો, ને જાય ત્યાર બાર દરો.
આંખલો વકરેલો ઉકરડો ખણે.
આંધલા આગલ આરસી, બેહરા આગલ શંખ.
આગલથી લખી પાછલથી આપવું.

ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, કનીષ્ટ ચાકરી.
ઉલટો ચોર કોતવાલને દંડે.
ઉઠરે વહુ તું વીસામો ખા, હું કાંડું તું દલવા જા.
ઉજર ખેરા પીર બસે, નીરધનયા ધન હોય, ગયું જોબન
ન સાંપડે, મુવાં નહી જીવે કોય.
એક દહાડાની શોખાઇ તે નીરાંતે રહેવાઇ.
એક આપે તેને બીજો વારે, તે જમને હવાલે.
એકલપેટા, સબકા બેટા.
એક ગામમાં બે નકટા વસે, એણીગમ લડે ને પેલીગમ
હસે.
ઓધવ કાલેના નહી, ને માધવ કાડેના નહી.
ઓણુ મુઇ સાસુ, તો ખોર આવશે આસુ.
ઓટીવાલો હારે ને મુડીવાલો જીતે.
ઉસીઆરી બીલાડી ઉંદરની ખુશામત કરે.
ઓરતને મરદ, ને મરદને રોજી.
ઓલખાણ છે તે સુનાની ખાણ છે.
ઓ દીન કબ કે મીયાંકે પાંઉમે જુટી.
ઓછી પુજી ધણીને ખાય.
ઓલખઇતા મલ્યા ત્યાં બે પૈસા રલીઆ.
આંખે મોહર ને કલાલે લેખાં, તે જાતે દહાડે કાંઇ નહી
દેખા.
અહંકાર, લોભ, અને મોજ શોખ એ તરણ ચીજો ઇન-
સાનનો નાશ કરે છે.
અતી ચણું બોલવું નહી અતી નહી રેહવું ચુપ, અતી
વરસાદનું વરસવું, ને અતી પડતી ધુપ—એ અંતે
દુખ.
ઓલખવા વગર કોઇને ધીરવું નહી,
આપસે આએ સો આને દો.

એક દીવસનો વરરાજા તે રાજા જેવો કેહેવાય.
અવલ ખેશ, બાદ દરવેશ.
આખી રામાયણ ભણીને પુછે કે, સીતા કોણની જોરૂ.
આ જેહાંનને વાસ્તે પેલી જેહાંનને વેચતા ના.
આંખે જોએલું તે દસ મોહોડે સમજવા કરતાં સાચું.
એકાંત જીંદગી મુરખ માણસને કેદખાનાં જેવી, પણ
    વીચારવંતને સવરગ જેવી.
આલસુ માણસનું મન તે શેતાનની વખાર.
અનાડી કારીગર પોતાના હથીઆરનો વાંક કાઢે.
એક પૈસો બચાવી રાખવો તે બમણી કમાઇ કરવા
    જેવો છે.
અનઘટતી તારીફ્ કરવી તે છુપી નીંદા કરવા જેવી છે.
એખલા હસવું કે રડવું એ ઘેલાપણા જેવું છે.
આપણા ઘરમાં ગમે તેમ કરીએ, પણ પડોશીના ઘરમાં
    ઢુકતાં ડરીએ.
અનુભવ વગર ઉલટ ને ઉમેદ જોઇતી રીતે ફલદરૂપ થાય
    નહી.
આપીને માંગે તે દુશમન જેવા ગણાય.
ઓરત, ફરજંદ, ને માલમતા, એ જ્યાંનું ત્યાં રેહશે, તેથી
    નેકી કરી લે, કે નહી ખાશે ખતા.
અંદરથી જાહેલ ને બાહેરથી ઓલમાં.
એક શેહરમાં બે પાદશાહ નહી, એક મીઆનમાં બે તલ-
    વાર નહી.
આંખ પોતે બીજાને જોએ, પણ પોતાને જોતી નથી.
આજે તો છે તારો દોર, પણ ગરીબો ઉપર ના કર જોર.
આજનું કામ કાલ ઉપર ન રાખવું.
એકસંપ રાખો તો શતરૂને જીતો.

એકને જુદુ ને બીજાને જુદુ, તે બે જીભ રાખી શેતાની-
અત કરવા જેવું.
આપણાથી વડીલોની શીખામણ સાંભલવી, કારણ કે તેઓએ
પોતાના વડીલોથી તેમજ પોતા ઉપર વીતેલા અ-
નુભવથી મેલવેલી હોય છે.
અકલ સારે તેમ માઠે રસતે વપરાય છે.
આબરૂ જાય તે કરતાં મોત ભલું.
એક વખત માલ ખજાનો જાય, પણ વીદીઆ હોજર ને
નેકી હોય તો તે પાછો મેલવે.
"આશાને દરવાજેથી થયો નીરાશ, આનંદના રાજમાં
રેહયો ઉદાસ."
અતે મોતથી પાદશાહ ને ફકીર એકજ રસતે જશે.
આંખે થોડું સુજે, જો ખાએ ખતાશ, મોહોડું થાએ પીલુ
ને જાએ રતાશ.
ઇનસાફ એજ હકુમતની કાએમીનો પાયો છે.
ઉમરનું ઘર એકજ દમમાં ખાલી થાય છે, તો પણ ત-
મામ દુનીઆ હાથ કરવાની તલબ રાખે છે.
અજ્ઞાનોનો ભકતી ભાવ વેહમમાં છે, જ્યારે જ્ઞાનીઓનો
પવીતરાઈમાં છે.
એક ઉદાર ભીક્ષુક કરતાં એક તવંગર કંજુસ વધારે ગરીબ
જાણવો
આવયોથી નાગો, જશેથી નાગો, કર ખુબી કે પેહરશે
સવાગો.
એક કાને સાંભલી બીજે કાને કાહડી નાખવું.
ઓલખાણ તે મોટી કીમતી ખાણ છે.
એકીન હોય તો પીરને મનાય.
અકલ સઉથી ઉતમ હથીઆર છે.
ઉસો શાહેદ ને મુસો ધવાઇ.

અરધુ એક નાન જો ખરો ધરમી ખાય તો અરધું બીજું
 ગરજવંતને આપે.
ઉડાઉ પાસે પૈસો રહે નહી.
એક ને એક ઠેકાણે દર રોજ જવાથી માન ઓછુ થાય.
ઉંદરોએ સભા ભરી ઠરાવ્યું કે, બીલાડીને ગલે ઘાંટરડી
 બાંધવી કે તેના અવાજથી આપણે સઉ ચેતેલા ર-
 હીએ, પણ સવાલ એજ મુશકેલ કે તે બધે કોણ.
ઉમર વધે તેમ જીંદગી ઘટે.
ઓ નહી ભીંગા ઓ ભીંગા.
એક રોટલી વેહેચી લેવા બાબે બે બીલાડીઓને ટંટો થયો,
 તેના ચુકાદા સારૂ એક વાંદરાને ઠેરવેઓ, તે વાંદરે
 એક તરાજવામાં તે રોટલી બે કકડા કરી તોલી
 જોતા જે વધારે થાય તે ભાંજી પોતે ખાઇ જાય,
 એ રીતે આખી રોટલી ખાઇ ગયો.
આવે પેહલો તે જમે વેહલો.
આપીને માંગે તેની અકલ જાય આંધે.
આંધલો કેહે ભીત તો બેહરો કહે મસીદ.
એવું શું રલીએ કે દીવો બાળીને દલીએ ?
આંખો વીચાઇ કે સદા અંધારૂં.
અનુભવ વધવે માણસ થાય.
અફીણમાંનો જીવડો શાકરમાં જીવે નહી.
અકલથી પૈસા મલે, પૈસાથી અકલ નહી મલે.
એક નંનો વાસવાથી સો દુખ ટલે.
એશક હમેશાં આંધળો છે.
ઓલીઆ માણસનો કોઇ વેરી નહી. ઓલીઆ ગપાટ
 ઓલીઆ થઇ કામ કાઢે.
અટકલે જે ગમે તે ઠોકી દેવામાં પટ રહે નહી.
એકલ દોકલકા અલ્લાહ બેલી.

આ જેહાનમાં મલ્યા છો, પણ પેહેલી જેહાનમાં ના મલતા.
ઓરતોની નેકી કેસી?—હૈડામાં નેકી, ભવાં ઉપર સભ્યતા,
હોઠોમાં મીઠાસ અને હાથોમાં ઉદ્યોગ.
આશા અને ઉમેદની હદ નથી
અંતકરણનો પસ્તાવો તે ગુનાહની દવાઈ
આપણાજ હકમાં ભલું ચાહવું એ એકલપેટાઇ છે, સૌ
કોઈનું ભલું ચાહવું એ ઇનસાનીએત છે.
એશ આરામનેજ વહાલું ગણે, તેથી કુટુંબ કામ અને
રાજપાટમાં અંતે ખરાબી થાય.
અધુરો ઘડો છલકાય ઘણો.
એકને પાપે વહાણ ડુબે.
એક અગતની બાબતની શરૂઆતમાં લીધેલું ખોટું પગલું
હીસાબના પેહેલા ભાગમાં લેવાયલા એક ખોટા
આંકડાની મીસાલ આખી બાબતમાં ભુલ ખવાડે છે.
ઉંચા ઝાડને ઝપાટા જાસ્તી, ઉંચા ઓહ્દાને અપાર ધાસ્તી.
એક કમનસીબ માણસ ઉપર જાસતી પાડવી, તે કુવામાં
પડેલા માણસ ઉપર પથરા મારવા બરાબર છે.
આંખમાં ગયલો રેતીનો દાણો અતી દુખ દે છે, પણ
આંખમાં રહેલી અદેખાઇ દીલ અને આંખ બેઉ
દુખવે છે.
ઉતાવલથી ચાલનાર કાંઇ હુમેશ શરત જીતતો નથી—જો-
રાવર કાંઈ હમેશ યુધ્ધમાં ફાવતો નથી.
આ દુન્યા તે એક કામ કરવાના ઘર જેવી છે, તેનું
શેવટ તે કીધેલાં કામનો બદલો પેલી જેહાનમાં
મેલવવાનો છે.
ઉમેદ તે એક બુરૂં દુખ છે, તેની દવા તે મોત છે.
આલસાઇ સાથની ગરીબાઈ, અદેખાઇ સાથની દુશમનાઇ,
અને ઘડપણમાં દુખ, એનો ઇલાજ નથી.

આ દુન્યામાં તરેહવાર દુખ દરદ અને વીપતી ચાલુ રહે છે, તેને મારી હઠાવવા ધીરજ અને હીમતનો ઉપયોગ કરો.

એકના ઘરમાં લગનના ગીત ગવાય ને બીજાના ઘરમાં મછએતનું રૂદન ચાલે.

આલસુને બહાના બહુ.

અબી બોલ્યા, અબીજ ફોક.

એકથી બે ભલા.

આદી રાત તેની શી વાત.

એક ચીંગારી જંગલ બાલે.

આવ્યાની નવાઇ કરતાં જીવ્યાની નરાઇ માંગો.

ઓરતો મરદોની બરાબર સરવે કામો કરે તો, મરદોએ ઓરતોનો પોશાક પેહરી ઘર ખટલાનું કામ કરવું જોઇએ.

અકલના બે ભાગ છે, નીતી રૂપી અને ગુજરાન રૂપી.

અકડ ભારી પણ અકલ આવે આડી.

એક માઇલથી દોડી આવી એક બીલ્લસનો ભુસકો મારવો.

અલ્લાને બનાઈ જોરી, એક અંધી ઓર દુસરી બોરી.

આડે લાકડે આડો વેહ.

એક મેહતાએ દફાંસ મારી કે મારા શેઠને વરસ દહાડે પાંતરીસ લાખનો નફો થાય છે, અને ફકત ત્રણ હજારની તો સાહી ખપે છે. બીજા મેહતાએ કહયું કે, છેલ્લી દીવાલી પછી શેઠે હોકમ કીધો છે કે, હવેથી નામામાં કાનો માતરા નહી લખવા, તેટલામાંજ વીસ હજારની સાહી બચી ગઈ.

એક ગપ મારી કે મારા બાપના તબેલામાં લાખો લાખ ઘોડા છે, તેને બાંધવાના તબેલાનો છેડોજ નહી લાગતો; બીજાએ ગપ મારી કે, મારા બાપ પાસે

એક લાંબો વાંસ છે, તે આકાશપરના એકેએક તારાઓને લાગે છે. પેહલાએ પુછયું કે તે વાંસ કયાં રાખે છે, બીજાએ જવાબ દીધો કે, તે તારા બાપના તબેલામાં.
આત્મ ગ્નાની સાધુ થાવો કે સંસારમાં રહી સુખ ભોગવો, પણ નેક રસ્તે ચાલો એજ ઉતમ.
આસી બાયલા.
અનુભવ વગર વેપાર કરે તે લાખના બાર હજાર કરે.
આવી તે લક્ષ્મી ને ગઇ તે બલા.
ઉદ્યોગ એજ ભાયગની માતા છે.
ઉદ્યોગી માણસો ભુખા ઉઠે પણ ભુખા સુવે નહી.
અવારે સુવે ને સકારે ઉઠે તેની જીંદગી વધે ને ધારેલું કામ થાય.
અકલ વધે તેમ ઠગાઇબી વધે.
અનગડ લોકો આગલ ડાહાપણની શીખામણ દેવી તે ભમ્મર માખના પોરામાં ઢેફું મારવા જેવું.
ઓર લાઓ ઓર પકાઓ.
ઉદ્યોગ એ દેશની આબાદીનું બીજ છે.
અંધેર નગરીમાં ટકે શેર ભાજી ને ટકે શેર ખાજા, આઠ પતેલ ને નવ ચોધરી, કોઇ કોઇનું માંને નહી.
આઇતાંપર કોયતું.
અગ્નાન ધર્મગુરૂને પોતાના હક તરીકે પૈસા જોઇએ. અને અગ્નાન જજમાનને તેને પૈસા આપી પુન જોઇએ.
ઉંઠ ન જુવે આંકડો ને બકરી ન જુવે કાંકડો.
એ વાત કોઈ જાણતું નથી, સીવાય કે હું, તું ને જગત.
અકલ બે રીતની, એક પોતાની બીજી શીખેલી.
આજની ફેશન આવતી કાલે હાજત થઇ પડે.
યુરોપ અને અમેરીકાના રહેવાસીઓ તે આ દુન્યાનાં કરતાં ચંદ્રમાના રહેવાસી જેવા.

અજ્ઞાનપણાથી દુખ વધારનાર માણસ પોતેજ છે.
ઉમર ભરાય તેમ ખોરાકથી ફેરવાય.
એક દમ હજાર ઉમેદ.
એક અગત્યના સવાલમાં હમેશાં બે બાજુ હોય છે.
ઉઠરા કઇ તર બેસશે.
ઉગતાને સૌ કોઇ નમે.
ઉંઘતી બીલાડી ઉંદર પકડે નહી.
અરધો બાધો ને અરધાનો ખુરદો.
ઉંના પાણીથી કાંઈ આગ લાગે નહી.
એક પહરાણાથી ઘર પહરાણું, ને એક માંદા માણસને
લીધે ઘરના સઉ માંદાં જેવાં.
ઓધા ઉપર હોય ત્યાં લગી પવર ચાલે.
ઉમેદ ને આશાથી જીંદગી ચાલે, એ નહી હોય તો જીંદ-
ગીનો અંત આવે.
અવાસ બલી ગયા, ને કોએલા રહી ગયા.
એકથી બીજે મોહોડે વાત તો ટકા ચહડે આપોઆપ.
અવરીઆને ઉંઘ ઘણી ને નફકરાને ભુખ ઘણી.

